# દાદાજીની વાતો



# દાદાજીની વાતો

ઝવેરચંદ મેઘાણી

: પ્ર કા શ ક :
આર. આર. શેઠની કું.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

આવૃત્તિ પહેલી : સને ૧૯૨૭
,, બીજી : સને ૧૯૨૭
,, ત્રીજી : સને ૧૯૨૯
,, ચોથી : સને ૧૯૩૨
,, પાંચમી : સને ૧૯૩૯



મૂલ્ય : આઠ આના

: પ્રકાશક :
ભુરાલાલ ર. શેઠ
કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ

: મુદ્રક :
મનુભાઈ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર

## ચોથી આવૃત્તિ

છેલ્લાં બે વર્ષોથી ત્રીજી આવૃત્તિ ખલ્લાસ થએલી. નવેસર છપાવવામાં આનાકાની એટલા સારુ થતી હતી કે બાલસાહિત્યની અંદર પરીકથાઓ અથવા રૂપકથાઓનું સ્થાન નવી દૃષ્ટિએ ઉપકારક છે કેમ, તે પ્રશ્ન છેડાઇ રહ્યો હતો. પરંતુ એ સવાલનું નિરાકરણ આપણા બાલશિક્ષણકારો હજુ કરી નથી શક્યા. એટલું જ નહિ પણ સર્વમાન્ય બાલસાહિત્યકારો તરફથી પણ આવું સાહિત્ય બહાર પડતું રહ્યું છે.

મારો મુખ્ય દાવો તો આ વાર્તાઓને લોકવાર્તાઓના એક વિશિષ્ટ પ્રકારના નમૂના તરીકે જ સંઘરવાનો હતો—ને છે. એ દૃષ્ટિએ જ પુન: પ્રકાશન કરાવું છું; બાલસાહિત્ય તરીકે નહિ.

પ્રકાશકોએ આ નવી આવૃત્તિને સારા કાગળ, સેકશન બાઇન્ડીંગ, તેમ જ ઉંચાં પૂંઠાં વડે સંસ્કારેલ છે તે છતાં મૂલ્યમાં ઉલટાનો બે આના ઘટાડો કરેલ છે તે તરફ હું સહર્ષ નિર્દેશ કરૂં છું.

બોટાદ
૧૧ : ૧૧ : ૩૨

ઝવેરચંદ મેઘાણી

## ત્રીજી આવૃત્તિ

પહેલી બે આવૃત્તિઓ આટલી ઝડપથી ખલાસ થઈ ગઇ તે માટે વાંચનારી આલમનો આભાર માનવો ઘટે છે. તેથી વિશેષ આ ત્રીજી આવૃત્તિ માટે જાહેરને કાંઇ કહેવાપણું નથી.

૨૧ : ૯ : ૨૯ લેખક

## બીજી આવૃત્તિ

'દાદાજીની વાતો' લોકસાહિત્યના મેદાનમાં નવા જ સાહસ રૂપે ઝુકાવેલી. અને તે સાહસ સફળ બન્યું છે. ઘણા વાચકોએ એને એક જ બેઠકે પૂરી કરી હોવાનું પ્રમાણપત્ર આપ્યું છે: નાનાં મોટાં બાલકોએ પણ છટાદાર ચારણી જોશ સાથે એ વાતો મોટા અવાજે વાંચી શુદ્ધ બલદાયી કલ્પનાના વિહાર માણ્યા છે.

બીજા ભાગ માટે તો આથી પણ અધિક પ્રેમશૌર્ય ને સાહસ પ્રબોધનારી, ગુર્જર વાણીને સમૃદ્ધ બનાવે તેવી શૈલીવાળી અદ્‌ભૂતની અદ્‌ભૂત છતાં યે વ્યવહારૂની વ્યવહારૂ વાતો તૈયાર છે. પણ છાપવાને સમય નથી મળતો. પણ મારા નાના દોસ્તો! હવે બહુ વાટ નહિ જોવરાવું.

ભાદરવી અમાસ<br>સં. ૧૯૮૩ } લેખક



# સાંકળિયું


| | | | |
|---|---|---|---|
| | | | પૃષ્ઠ |
| ૧ | મનસાગરો | ... .... | ૧ |
| ૨ | સિંહાસન | .... .... | ૩૨ |
| ૩ | વિક્રમ ને વિધાતા | .... .... | ૪૦ |
| ૪ | વીરોજી | .... .... | ૫૪ |
| ૫ | પુલ સોદાગર ને પુલવંતી | .... .... | ૮૮ |

લોક-સાહિત્યની નવી દુનિયા : પ્રસ્તાવના
પૃષ્ઠ [૯-૨૦] શરૂમાં

શબ્દ-કોશ : અંતમાં

# લોક–સાહિત્યની નવી દુનિયા

બળી રાજાને ઘેર તે દિવસે પ્રભુ વામન રૂપે પધાર્યા અને ત્રણ ડગલામાં એ વિરાટે આકાશ, ધરતી ને પાતાળ માપી લીધાં.

માનવીને આંગણે પણ એજ વિરાટ શક્તિ રોજ રોજ આવીને ઊભી રહે છે: કરોડો વામનોને વેશે : સવા વેંતનાં શિશુઓને રૂપે.

પરંતુ આ સૃષ્ટિ એ વિરાટોને સાંકડી પડે છે. એના મનોરથો આ મૃત્યુલોકની શેરીમાં સમાતા નથી, એના તરંગો આકાશ પાતાળને બાથ ભરવા મથે છે. એનાં માવતરોને મૂંઝવણનો પાર નથી રહ્યો.

દેશદેશના દાદાઓએ અને દાદીઓએ આ દુઃખ એક જ સરખું અનુભવ્યું. એટલે એણે પોતાનાં બચ્ચાંઓ માટે નવી

**રૂપકથાઓ**

નવી, નિત્યનવપલ્લવિત સૃષ્ટિઓ સરજી. એ સૃષ્ટિમાં સંતાનોને રમતાં મેલી દીધાં. મોટેરાઓ, દુનિયાદારીના ડહાપણદારો, નક્કર સત્યોની સાથે જ રમનારાઓ પણ આ સૃષ્ટિ ઉપર લોભાયા. અને તેઓએ પણ રોજરોજ રાત્રિયે, દુનિયાદારીમાં ચોળાયલા સાજ ઉતારી નાખી, કલ્પનાના વાઘા સજી, બાલકોચિત બેવકૂફી ધારણ કરી, આ અનંત ખંડોવાળી દુનિયાની અંદર બાલવિહાર માણ્યો. એ દુનિયા તે આ રૂપકથાઓની અથવા પરીકથાઓની.

અને ત્યાં શું શું જોયું ?

આભમાંથી ઊડતા આવતા રથો અને પાંખોવાળા ઘોડા : બાર બાર ગાઉમાં ઝેર પ્રસારે એવા ફણીધરો : વાવ કૂવાના થંડા નીરમાંથી નીકળતી અગ્નિજ્વાળાઓ : માનવીની ભવિષ્યવાણી ભાખતાં ગરૂડ-પંખીનાં કે હંસ હંસલીનાં જોડલાં : હીરાજડિત વીંટીમાંથી ખડા થતા સર્પો : સામસામાં અથડાતા જીવભક્ષી ડુંગરાઓ : આપોઆપ પડી જતી દરવાજાની કમાનો : વાત કરતાં પથ્થર બની જતી માનવ-કાયાઓ : ભૂતકાળની વાર્તાઓ ભાખતી કાષ્ટની પૂતળીઓ : અધરાતે છઠ્ઠીના લેખ લખવા આવતી વિધાતાદેવી અને ચૉરીના માટલા ઉપરના ચિત્રામણમાંથી સજીવન બનતા સિંહો : સાત કોટડી માયાવાળા રાફડા ઉપર બેસીને માનવીની ભાષામાં વાતો કરતા, માનવ સ્વરૂપો ધરતા સર્પો અને વાવનાં બિલોરી નીરમાં મૃત્યુલોકની રમણીઓની પેઠે જ વિલાપ કરતી ઊભેલી નાગપત્નીઓ : સાગરને તળીએથી ડૂબેલાં વ્હાણુ બહાર કાઢનાર દરિયાપીર અને મરેલાં ભક્તોને જીવતાં કરનારી દેવી કાળકા : દરિયાને તળીએ બેસીને ઇંડાં સેવતાં દેવાંશી હંસ-પક્ષીઓ : સર્પોની વિષ-ફુંકે સળગતી કે અમૃત-ફુંકે લીલીછમ બની જતી વનસ્પતિઓ : અને મરેલી કાયાના કટકા ઉપર અંજલિ છાંટતાં જ સજીવન કરે તેવા અમીના કૂંપા.

આવા આવા ચમત્કારોથી ભરપૂર એ બાલ-દુનિયા કોને લોભામણી નહિ લાગી હોય ? સત્ય-જગતના કરતાં યે સદૈવ કલ્પના-જંગલમાં જ વધુ કાળ જીવવું,

**વિશ્રામ સૃષ્ટિ**

એ તો માનવીની પ્રકૃતિ છે. માનવ-જીવનનો વિસામો છે. દુકાને ત્રાજવાં તોળનારો દુકાનીઆર પણ નમતું ન દેનારો, અધરાતનાં દીવા બાળીને પણ પાઇ યે પાઇના

હિસાબ માંડનારો, લાગણી કે ઊર્મિને પોતાના જાગૃત જીવનમાં જરાયે સ્થાન ન આપનારો, હાડચામડીનો બનેલો મનુષ્ય પણ ઘડિયાળના કાંટા જેવા પોતાના જીવન–ક્રમમાંથી વારંવાર કંટાળે છે. આવતી કાલે જ જેની આસામી ધૂળ મળવાની છે એવો મૂડીદાર આજે કોઇ ઈશ્વરી અકસ્માતની આશા નોતરતો હોય છે. આજે જેણે કરોડો ગુમાવી નાખ્યા છે તે આવતી કાલના ગર્ભમાં રહેલી કોઈ માયાવી સમૃદ્ધિના મનોરથો રચે છે. સ્વપ્નમાં એ રૂપિયાની થેલીઓ ઠલવે છે, તેજૂરી-ઓની ચાવી ખખડાવે છે, મહેલ મોલાતો ચણે છે. એને ય મનોરથો વિના ન ચાલ્યું. એને ય પોતાના આશ્વાસન, આશિર્વાદ અને જગતના રણસંગ્રામમાં ઝુઝવાનાં જોર કલ્પનામાંથી મેળવવાં પડયાં. ત્યારે પછી કુદરતને જ ખોળે રમતાં માયાવિહારી બાલકોનો બીજો શો ઇલાજ?

**માનવીની મહત્તા**

અને આ કલ્પના–સૃષ્ટિ શું કેવળ બાળકોના વૈભવની ફુલવાડી સરખી જ છે? બાળકોની નાજૂક કુતુહલ–વૃત્તિને બે ઘડી નચાવીને જ શું એની ઉપયોગીતા ખતમ થાય? શું આ અસંભવના ભુવનમાં વિચરતાં બાળકો વ્હેમી દરિદ્રી તરંગી અને સ્વપ્નાધીન બની જાય છે? શું દૈવી કે આસુરી અકસ્માતો વાટે વહી જતી આ કલ્પનાની જિંદગી જોઈ જોઈને બાલકની દૃષ્ટિ દૈવાધીન, પ્રારબ્ધાધીન બની જાય છે? નહિ, એક મત એવો પણ છે કે બાલકોની દૃષ્ટિ તો એ બધી મંત્રમાયાની ઉપર પોતાના સામર્થ્યનું આધિપત્ય ચલાવી રહેલાં માનવીઓની ઉપર મંડાય છે. એ કુદરતી તેમ જ આસુરી સંકટોની વચ્ચે પોતાની અક્કલ યા ભુજા વાપરીને માર્ગ કાપતાં બહાદુર મનુષ્યો જ બાળકોની આદર્શ મૂર્તિઓ બને છે. આ કથા–પ્રસંગોનાં ઘોર જંગલ–ઝાડીઓ વચ્ચે માનવ–શૌર્યના ચમકારા થાય છે. માર્ગ ભૂલીને અઘોર વનમાં મૂર્છાવશ પડેલા

રાજાને જોઇ કે અગ્નિના ભડકા ફુંકતા નાગને જોઇ અંતરમાં ભયનો થડકારો અનુભવનારો બાળક, બીજીજ ક્ષણે જ્યારે મનસાગરા પ્રધાનને તલવાર ઉઘાડીને છલંગ મારતો, અને યુક્તિ પ્રયુક્તિ યા હાજરજવાબીથી પોતાના મિત્રને સાપના ઝેરમાંથી ઉગારતો નિહાળે છે, ત્યારે તુરતજ એ બાળક સુખનો શ્વાસ મેલે છે, ને પોતે મનસાગરો બનવા તલસે છે. મનસાગરો પથ્થર બની જાય છે, તે ઘટનાની કરૂણાજનક ભીષણતા, મનસાગરાના મૂંગા બલિદાનની મહત્તા આગળ ઝાંખી પડી જાય છે. વિક્રમ રાજાના પેટમાં નાગ પેસી જાય તેનો દુઃખમય વિચાર, એ આશરા–ધર્મનો બિરદધારી રાજા સાપને ન મારવા માટે કસૂંબો ત્યજે, એ આત્મભોગના આદર્શ સામે ટકતો પણ નથી. માતા કાળકાની બધી ભૈરવતા એની દયાર્દ્ર વત્સલતાની સામે, અને ખાસ કરીને તો છેલ્લી વેળાએ ત્રણે મરેલાંઓને ચૂંદડી ઓઢાડી સજીવન કરનાર કરૂણામય દેવી–સ્વરૂપની સામે વિસરાઇ જાય છે. ફુલવંતી સતીના ચોધાર વિલાપમાં પોતાનો સૂર મેળવનારાં બાલકો, એ સતીને પોતાના સ્વામીના પગ આંસુડે ધોતી ને ચોટલે લ્હોતી ભાળીને ધન્યવાદ ઉચ્ચારે છે. ખુંધાળી નણંદની ક્રૂરતા પર કે કઠિયારણના ઘાતકીપણા ઉપર સતીના શિયળનું જ્યોતિર્મંડળ છવાયલું જુએ છે. કસોટીના મેઘાડમ્બર ઉપર વીરવીરાંગનાઓના બલિદાનનું ઇંદ્ર–ધનુષ અંકાયલું નિહાળી બાળ–શ્રોતાઓ આ કલ્પના–સૃષ્ટિની ભયાનકતામાં પણ માનવ–આત્માનો વિજય સમજે છે. આ ઘટનાઓમાંથી બાલકો બ્હીકણ બનીને નહિ, પણ બહાદુરીના પૂજક બનીને નીકળે છે. અને એ સીણાની ખાઇ પાર કરનાર વીરાજી કે મોટાં જંગલો ખુંદનાર મનસાગરો, જાણે પોતપોતાની વાતો વર્ણવી વર્ણવીને આપણાં સંતાનોને કહેતાં જાય છે કે None but the brave deserve the fair : સુંદરીઓના હાથ તો શુરવીરોને જ સાંપડી શકે; સાહસને કંઠે જ સૌંદર્યની વરમાળ શોભે.

લોક-સાહિત્યની આ એક નવી દિશા આજે ખુલ્લી થાય છે. શૂરાઓની ઇતિહાસ-ઘટનાઓને લોકોએ પોતાની વાણીમાં વહેતી કરી. તે આપણે "રસધાર" આદિ ગ્રંથોમાં જોયું.

**નવો પ્રવાહ** રામાયણ મહાભારતની પુરાણ-કથાઓને પણ લોકોએ પોતાની શૈલીનાં સ્વાંગ પહેરાવી એક કંઠેથી બીજે કંઠે, એક જીભને ટેરવેથી બીજી જીભને ટેરવે રમતી મૂકી. વ્રતોની, ઉખાણાંની, રમૂજની, ઠાવકાઈની, પશુની, પંખીની, કૈં કૈં કથાઓમાં લોક-આત્માએ અનુભવરૂપી દૂધ દોઈ લીધાં. તારા-મંડળો, પક્ષીના સાંકેતિક સ્વરો, પશુઓની કે વૃક્ષોની કૈં કૈં વિચિત્રતાઓ : એ તમામની સાથે કોઈ બલિદાનની, સત્યની કે સાદી સીધી માનવ-ઊર્મિની ઘટનાઓ લોકોએ જોડી દીધી. તેને 'કંકાવટી'માં સંઘરેલ છે. અને બીજો એક આખો ઝરો, લોક-હૃદયમાંથી 'લોક-ગીતો'ને નામે રેલાયો તે 'રઢિયાળી રાત' અને 'ચૂંદડી'નાં પાંચ પુસ્તકોમાં ઠાલવેલ છે. આજ આ નવો પ્રવાહ નીસરે છે. આપણાં અભણ ભાંડુઓને અંતરે સુંદર કલાવિધાનમાં સજ્જ થઈને આ વાર્તાઓ મોટાં મોટાં લોક-વૃંદોની વચ્ચે એની સંગીતમયી વાણીમાં લલકારાઈ છે. કેટલાં કેટલાં અટ્ટહાસ્ય, નિઃશ્વાસ, ધન્યવાદ અને અશ્રુ-બિન્દુઓ એ વાર્તાઓની સજીવતાની સાક્ષી દઇ ગયાં છે.

ઇતિહાસ કે હકીકતના કશા યે આધાર વિનાની આ કલ્પિત કથાઓ, માનવ-જીવનના મહિમાની અજરામર ગાથાઓ છે. એ કોણે રચી ? કોઇ કર્તાનું નામ એમાં નથી અંકાયેલું. માટે જ એ રચાઇ નથી; કુદરત ધરતીકંપ જગાવીને જેમ ઘાટીલા નદી સમુદ્રો, સુંદર ગુફાઓ કે પર્વતો સરજાવે, તેમ લોક-જીવનનાં મંથનોમાંથી આ કૃતિઓ આપો-આપ સરજાઇ હશે. જનતાએ મિત્રભક્તિ અને બલિદાનના દષ્ટાંતો દેખ્યાં, તેનો સંચય કરીને મનસાગરો અને વીરોજી ઘડયા. જનતાએ

ઘેર ઘેર શિયળવંતી અબળાઓને સંદેહનો ભોગ થઇને પાપી કુટુંબી જનોથી પાડાતી ભાળી, તે તમામનાં આંસુ નીતારીને અકેકેક ફૂલવંતી સરજાવી. ને ત્યાર પછી એવાં વીરવીરાંગનાઓની આસપાસ, એનાં સત્ય, શિયળ કે શૂરાતનને કસવાને માટે, દેવી કે આસૂરી, પશુ કે પંખીની દુનિયા વસાવી દીધી. છતાં યે એ વાર્તાઓની ઉપર, દેવ કે દાનવનો, પશુ અથવા પંખીનો, કોઇનો આખરી અધિકાર નથી. એ હજારો ચમત્કારો મનુષ્યના મનુષ્યત્વને ઢાંકી દેતા નથી. એ અસંભવિતતાનું વાતાવરણ માનવીની મહત્તાને મૂંઝવી મારતું નથી. ચમત્કારોને ખસેડી લો, અને તમે એ જ વીરવીરાંગનાઓને જેવાં ને તેવાં માનવસહજ, જેવાં ને તેવાં શૌર્યવંત, જેવાં ને તેવાં સબળ નિર્બળ જોશો. ચમત્કારો તો બલિદાનનાં, પ્રેમશૌર્યનાં ને શિયળનાં સેવકો થઇ ભમે છે.

ઊલટું મનુષ્યનો મહિમા તો એ રીતે વધુ ઉજ્જવળ બની રહ્યો છે. આસૂરી સત્વો સત્યધર્મને રીબાવી રીબાવીને આખરે નમી પડે છે.

**પશુપંખીની આત્મીયતા**

સિંદૂરીઆ નાગની ઘટના જુઓ. દૈવી સત્વો તો મનુષ્યના સાહસનાં સાથી બનીને ચાલે છે. વીરાજીની વહારે કાળકા ધાય છે, ને ફુલવંતીનાં આંસુ નાગપદ્મણી લૂછે છે. પશુપંખીએ તો મનુષ્યને માટે જ સ્વાર્પણ કર્યાં, જાગરણ કર્યાં, માનવ–જીવનના અભિલાખ પોખ્યા. રાજાની છ ઘાતો બતાવનાર ગરૂડ–બેલડી, કે ફુલ સોદાગરને વૈશાખી પૂર્ણિમાએ દીકરો દેવાડનાર હંસ–હંસલી : વિક્રમને અમીનો કુંપો દેનાર નાગ–પદ્મણી : એ બધાં જાણે પક્ષી–જગત અને માનવી–જગત વચ્ચેનાં અંતર સાંધી લે છે. એકબીજાં પરસ્પરને અપનાવે છે.

આ બધું લોક–રસનાએ જે લોક–વાણીમાં ઉતાર્યું, એ

લોક-વાણી જ એને જગત-સાહિત્યમાં કાયમી આસન અપાવી રહી છે. એ લોકવાણીની કલાત્મકતાના નમુના રૂપે જ અત્રે આ વાતો અસલી શૈલીમાં મૂકી દીધેલી છે. એની સ્વાભાવિકતા, પ્રાસાદિકતા, વર્ણન-છટા ને ભાવભરપૂરતા તપાસો—

**ભાષા-વૈભવ**

"મેઘલી રાત : ગટાટોપ વાદળાં : ત્રમ ! ત્રમ ! ત્રમ ! તમરાં બોલે છે." આટલા ટુંકા વર્ણનમાં કેવો હૂબહૂ ભાવ ખડો થાય છે.

"સોળ કળાનો ચંદ્રમાં આકાશે ચડયો છે : અજવાળાં ઝોકાર છે." એટલા જ શબ્દોની અસર, વાર્તા સાંભળનાર બાળકો ઉપર ઊંડી પડે છે.

"રાજાની કાયામાં બત્રીસે કોઠે દીવા થઈ ગયા." એ શબ્દ-રચનાની ને એ રૂપકની સચોટતા વિલક્ષણ છે.

"ધો...મ તડકો ધખી રહ્યો છે. ધરતી ખદ્ખદે છે. આભમાં અંગારા વરસે છે. ગુલાબના ફૂલ જેવાં પગનાં તળિયામાં ઝળેળા પડવા મંડયા, ગળે કાંચકી બંધાઇ ગઇ."

શબ્દો વીણી વીણીને યોજેલાં આ મિતભાષી વર્ણનો આપણને લોકભાષાની કલામય સમૃદ્ધિનું ભાન કરાવે છે. અને જ્યાં જ્યાં એવાં ટુંકાં ટુંકાં વર્ણનોની વચ્ચે, અપવાદ રૂપે, કોઇ રાજ-સભાનાં, ઝાડીનાં, સજેલી સુંદરીનાં, શસ્ત્રધારી શૂરવીરનાં, કોઈ યોગીનાં, કે ગાંગલી ઘાંચણનાં લાંબાં વર્ણનો આવે છે ત્યાં પણ એના બધા શબ્દાડંબરની અંદર, સજીવ ઝીણવટ, મસ્ત રૂપકો, પદ્યાત્મક ગદ્યના રણકારા અને તોલદાર શબ્દ-પ્રયોગો આપણને લોક-વાણીની પ્રભુતાનું દર્શન કરાવે છે. એ વાતોમાં નથી કાદમ્બરીની એકધારી ક્લિષ્ટતા, નથી અરેબીઅન નાઈટ્સની નરી સાદાઇ,

કે નથી પૌરાણિક અલંકારોનો થથેરો. એ તો નિત્ય નવલ છે વિવિધતાથી ભરપુર છે. સગવડ પ્રમાણેનાં ટુંકા કે લાંબાં સચોટ શબ્દચિત્રો છે.

એ સચોટતામાં પૂરવણી કરનારા સ્વરપ્રધાનશબ્દો : જેવાં કે–મધરાતનાં ઘડિયાળાં ટણુણુન ટણુણુન : ઝળળળળ તેજનાં પ્રતિબિમ્બ : કીચડૂક કીચડૂક હીંડોળા ખાટ : ઘરરરર આકાશને માર્ગે; ઝકાક, બકાક, ધમ ખરરર ઘોડો જાય છે : કડડડ મેડી હલબલી : ઝાળંધરના જેવી દોમ દોમ સાયબી. એવા સ્વર–શબ્દો કંઠસ્થ વાર્તા–સાહિત્યની વાણીમાં શ્રવણનો વૈભવ પૂરે છે.

જેવી સજીવતા એના ભાષા–પ્રવાહમાં છે, તેવી જ સ્વાભાવિક સચેતનતા એની વસ્તુ–સંકલનામાં ધબકારા કરે છે. ઘટનાઓની પરંપરા પૂર વેગમાં ધસતી જાય છે. નવા ન ધારેલા, છતાં એ જાણે કે પરસ્પર તદ્દન સ્વાભાવિક રીતે સંકળાયલા પ્રસંગો એક પછી એક ફુટતા જાય છે ને આખરે તમામ છેડા એકમેકને મળી જાય છે. એમાં આલેખાયલાં પાત્રો નિર્જીવ પૂતળાં નથી. એ તો ક્ષણે ક્ષણે જીવનના સાહસમાં ઝંપલાવનારાં, ઓછાંબોલાં, હસતાં ને રડતાં, ભૂલતાં ને પસ્તાતાં, મુંઝાતાં ને માર્ગ ઉકેલતાં, જીવન્ત માનવીઓ છે. વાર્તાના વસ્તુ–ગૂંથનમાં મર્મ–કટાક્ષોના, બુદ્ધિચાતુરીના, ડાવકાઇના સુંદર પ્રસંગોની ભાત ઉપડતી આવે છે. માટે જ એ આખો જાદુનો નહિ પણ જીવનનો પ્રવાહ છે, જાદુ તો માત્ર નદીના પ્રવાહને બન્ને કિનારે ઉગેલાં લીલાં વૃક્ષો કે ગાયન ગાતાં નવરંગી પંખી કે સંધ્યા ઉષાના ખીલતા રંગો જેવો જ ભાગ આ વાર્તાઓના કિનારા પર લઇ રહ્યું છે. પ્રવાહને એ શોભાવે છે, પોતાના પડછાયાથી રમ્ય બનાવે છે; પણ પ્રવાહને રોકતું નથી.

**વસ્તુસંકલના**

લોક–નીતિની કેટલીક ભાવનાઓ આ વાર્તાઓની ઉપર અંકાયેલી છે, કસોટીની અગ્નિ સોંસરવી ચાલી જતી એ ફુલવંતી લોક–નીતિની સાચી સીતા છે. પોતાના જ

**લોક–નીતિ**

પ્રભાવ વડે રાજાને પરણાવનારો અને છેક શયનગૃહ સુધી પણ જઈને મિત્ર રાજવીને બચાવનારો મનસાગરો લોક–જીવનનો લક્ષ્મણ જતિ છે. પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમ જાગ્યા પછી છ છ મહિના સુધી એ પરદેશી સ્વામીના જાપ જપતી, તેમજ મિલાપ થયા પછી પણ સ્વયંવરે પરણતી પદ્માવંતીમાં લોક–દ્રૌપદીનાં પુણ્ય–દર્શન થાય છે. પોતાનાં વ્રત પૂરાં કરનાર બેપરવા વીર પુરૂષ વીરાજીની પાછળ એકલવાયી અને ઉઘાડે પગે ચાલી નીકળનાર રજપૂત પુત્રી પણ એ લોક-નીતિની પ્રતિનિધિ છે.

અને તેમ છતાં આ લોક–નીતિને ગુંગળાવે તેવું પૌરાણિક પવિત્રતાનું આડમ્બરી વાતાવરણ આ કથાઓમાંથી બાતલ રહ્યું છે. બ્રાહ્મણોનાં ફરમાનો છૂટે તે પ્રમાણે

**મુક્ત લહરીઓ**

અદબ વાળીને આ વીર–વીરાંગનાઓ નીતિની કવાયત નથી કરતાં, શિયળનાં ભાષણો નથી કરતાં, ઘૂમટા કાઢીને મોં નથી સંતાડતાં, પુરોહિતના મંત્રો-ચ્ચારની વાટ નથી જોતાં. વીરાજીની પાછળ રજપૂતાણી કોઈની યે રજા લીધા વગર દોટ કાઢે છે. છલંગ મારીને એની પછવાડે ઘોડા પર ચડી બેસે છે, ધૂતારાના ઘરમાં પોતાના ગાફલ પતિને ફીટકાર આપે છે, રાજસભામાં પતિ સામે અભિયોગ પોકારે છે. ને છતાં એટલી જ પતિપરાયણ બનીને લગ્નની પ્રથમ રાત્રિથી માંડીને છ છ મહિના સુધી એકલવાયી નિર્જન રાત્રીઓ વીતાવે છે. પદ્માવતી પણ પોતાની મુન્સફીથી જ પેલાં પ્રાચીન દેવળો પાસે સાંકેતિક સગપણ

કરી લેવામાં પોતાના ધર્મનો લોપ નથી માનતી. કેમકે એનો ધર્મ કોઇ શાસ્ત્રાજ્ઞાઓમાં નથી. અંતરાત્માની અંદર છે. વીરત્વ એનો ધર્મ છે. વીરત્વને એણે કનકાવતી નગરી શોધી કાઢવાની કસોટીએ ચડાવ્યા પછી જ સ્વયંવર-લગ્ન કીધાં. એજ રીતે એ સ્વામી-ભક્ત મનસાગરો,

नाहं जानामि केयुरं
नाहं जानामि कुण्डलं

એવો કશો ય શ્લોક બોલવાને બદલે, પોતાના બાંધવને બચાવવા માટે તો છેક મિત્ર-દંપતીના શયન-ગૃહમાં સંતાઇને રાણીના ગાલ પરથી ઝેર ચૂસવા જેટલો શાસ્ત્ર-નીતિનો લોપ દાખવે છે છતાં એની આંતરિક નીતિ ઉજ્જ્વલ રહે છે. માતાને શરીરે સ્પર્શનાર બાળકનો જ એ મધુર ભાવ હતો.

નીતિની એવી ઉન્મુક્ત, સુગંધીમય, નિર્મળ લહેરીઓ લોક-જીવનમાં વાતી હતી. જીવન સ્વાભાવિક માનવ-ધર્મની સુવાસે મ્હેકતું હતું, શાસ્ત્ર-ધર્મના તાપથી કરમાતું નહોતું. સાત સમુદ્રો વીંધીને દેશાટન કરનારા ફુલસોદાગરની સાહસિકતાના સરજનહાર એ યુગને 'સમુદ્ર-ઉલ્લંઘન મહાપાપ'ની પંડિત-સત્તા હજુ પહોંચી નહિ હોય. મનુષ્યો સાહસિકતાની છલંગો ભરતાં હશે.

એટલા પ્રાચીન સમયથી ચાલી આવતી, અને શાસ્ત્રાજ્ઞાઓના વિધિ-નિષેધોથી મુક્ત જીવનનું પ્રતિબિમ્બ પાડતી આ વાર્તાઓ માતાઓએ કહી ને પુત્રીઓએ સાંભળી, વૃદ્ધોએ કહી ને યુવાનોએ સાંભળી, કોઇએ કશો યે સંકોચ નથી અનુભવ્યો. હંસારાજા ફુલ સોદાગરને વૈશાખી પૂર્ણિમાએ એની સ્ત્રી પાસે એક પહોર રાત્રિ ગાળવા લઇ ગયો, કે ફુલવંતીનું હૈયું ઉત્તર દિશામાં ઊઘડતાં જ એના થાનેલા

માં દૂધની ધારા વછુટી, કે રાજા–રાણીની છેલ્લી ઘાત વેળાની જે શયન–ગૃહની ઘટના બની; એવીએવી વાતોમાં લોક–નારીઓએ કૃત્રિમ લજ્જા નથી બતાવી. એનાથી આપણી માતાબહેનો ભડકીને ભાગેલી નથી. કેમકે એ પ્રસંગો કાં તો માતૃત્વના છે, કાં નિર્દોષ દાંપત્યના છે. અને શ્રૃંગારના હોય તો પણ એ શ્રૃંગાર જીવનના સાચા સ્વાભાવિક અંશ રૂપ હતો.

**વાનગી**

કલ્પનાને રમાડતી, બલિદાનને પ્રબોધતી, સાહસ, શૌર્ય અને શિયળના લોક–આદર્શો ઊભા કરતી, અને કલાવિધાનથી વિભૂષિત આવી રૂપકથાઓનો મોટો ખજાનો આપણા સૌરાષ્ટ્રનાં કોઈ કોઇ વૃદ્ધ દાદાજીઓની સ્મૃતિઓનાં ખંડેર નીચે દટાયેલો પડયો છે. કૈં કૈં નવી નવી ઘટનાઓનાં એમાં ગૂંથણકામ છે. એનો લોપ થઈ જવાને હવે ઝાઝી વાર નથી. એના ઉંડાણમાં આપણો વાચક વર્ગ કેટલો ઊતરી શકે છે તે માપવા આટલા નમુનાઓ આજે રજૂ થાય છે. આપણા કંઠસ્થ સાહિત્યમાં આ સહુથી પહેલો પ્રયાસ છે. વિક્રમ રાજાની વાતો પણ સોરઠી શૈલીમાં ને સોરઠી ભાવોમાં રંગાઇને બીજે બહાર નથી પડી.

**બંગાળી રૂપકથાઓ**

બીજા પ્રાંતો પૈકી બંગાળાએ તો પોતાની રુપ–કથાઓને સાંગોપાંગ હાથ કરી લીધી છે. એ કથાઓનાં નિરનિરાળાં reading–પાઠાન્તરોના કંઇ નહિ તો દસેક સંગ્રહો ત્યાં બહાર પડી ગયા છે. અને 'દાદાજીની વાતો' માફક, અસલી દાદા–શૈલીને આબાદ સ્વરૂપે રજૂ કરનારો સંગ્રહ 'ઠાકુરદાર ઝુલી' નામનો ગણાય છે.

આટલું જ બસ નથી. આ રૂપકથાઓનું સાચું મૂલ્ય તો બંગાળાએ પુરાતત્ત્વ (Research)ની દુનિયામાં મૂલવ્યું છે. કલકત્તા

યુનીવરસીટીએ રાય બહાદૂર દીનેશચંદ્ર સેનને 'ડૉક્ટર ઑફ લીટરેચર' ની પદવી એનાયત કરીને, 'રામરતન લાહિરી ફેલો' તરીકે બંગાળાનું લોક–સાહિત્ય વલોવવા માટે નિયુક્ત કરેલા છે. એ વિદ્વાને આ રૂપ-કથાઓ ઉપર રસની, સાહિત્યની, જીવનની અને પુરાતત્ત્વની દૃષ્ટિએ જે તલસ્પર્શી વ્યાખ્યાનો Post Graduate Class ની સમક્ષ આપેલાં હતાં, તે વ્યાખ્યાનો "The folk literature of Bengal" નામના પુસ્તક રૂપે કલકત્તા યુનીવરસીટીએ પ્રગટ કરેલાં છે.

બંગાળી રૂપકથાઓનો સંગ્રહ અને આ પુરાતત્ત્વની મીમાંસા વાંચતાં જ્ઞાન થયું કે બંગાળમાં પણ આની આ જ કથાઓ, કેટલાએક પ્રાંતોચિત પ્રસંગાન્તરો સાથે જન્મ પામી છે, અને જનતાની નસોનાં રૂધિરમાં રેડાઇ ગઈ છે. બંગાળી રૂપકથાઓ ઊલટી વધુ વિશુદ્ધ, વિપુલ વસ્તુભરી, અને શુદ્ધ સંસ્કારોથી સોહામણી ભાસે છે. 'ફુલ સોદાગર' ની આપણી રૂપ–કથા મને અપૂર્ણ લાગવાથી બંગાળી 'શંખમાલા'ની ઘટનાઓ મેં આંહી અપનાવી લીધી છે. એટલું જ બસ નથી. આ મીંમાંસાકાર તો અંગ્રેજી રૂપકથાઓ ટાંકી ટાંકી ને પૂર્વ–પશ્ચિમની આ દોલતને એક જ સ્થળેથી ઉદ્‌ભવેલી બતાવે છે. અને એ તો બાહ્ય તેમ જ આંતરિક એવા અનેક જાતના પૂરાવાઓનું દોહન કરીને એટલે સુધી સિદ્ધ કરે છે કે બંગાળાની જ આ રૂપકથાઓ, પ્રાચીન કાળમાં પરદેશ ખેડતાં આપણાં જહાજોમાં ચડીને, આપણાં મલમલ કે મશરૂની સાથે જ દેશવિદેશને કિનારે ઊતરી–એટલે કે ખલાસીઓની જીભેથી કહેવાઇને પરદેશીઓને કાને પડી. તેમાંથી એ વાર્તાઓએ ત્યાંના યુરોપી સ્વાંગ સજ્યા ને પછી 'Grimm Brothers' Tales' ને નામે પ્રગટ થઇને યુરોપી રમણીઓ બની પાછી હિન્દમાં આવી!

ઝવેરચંદ મેઘાણી

# દોસ્ત હાલો !

હાં રે દોસ્ત હાલો દાદાજીના દેશમાં.
એ....પ્રેમસાગર પ્રભુજીના દેશમાં
હાં રે દોસ્ત હાલો દાદાજીના દેશમાં.

મધુર મધુર પવન વાય,
નદી ગીતો કૈં ગાય,
હસી હોડી વહી જાય,
મારા માલિક રાજાજીના દેશમાં–હાં રે દોસ્ત૦

સાત સાગર વીંધીને વ્હાણુ હાલશે,
નાગ–કન્યાના મ્હેલ રૂડા આવશે,
એની આંખોમાં મોતી ઝરતાં હશે
હાં રે દોસ્ત હાલો મોતીડાંના દેશમાં–હાં રે દોસ્ત૦

સાત વાદળ વીંધીને વ્હાણુ લૈ જશું,
ત્રીશ કોટિ તારાની સાથે ખેલશું,
ચંદ્ર સૂરજ ખીસામાં ચાર મેલશું
હાં રે દોસ્ત હાલો ચાંદરડાંના દેશમાં-હાં રે દોસ્ત૦

સમી સાંજે દાદાને દેશ પ્હોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું.
હાં રે દોસ્ત હાલો પરીઓના એ દેશમાં—હાં રે દોસ્ત૦

ભલે હોય ઘણું તાણુ,
ભલે ઉઠે તોફાન
આજ બનશું બેભાન,
થવા દાખલ દાદાજીના દેશમા—હાં રે દોસ્ત૦



# મનસાગરો

સોરઠમાં પાંચાળ દેશ : એની કંકુવરણી ધરતી : એમાં ચોટીલો ડુંગર : અને એ ડુંગરના ધરામાં મોરસર નામે ગામ : એ ગામમાં મગરપ્રતાપ રાજા રાજ કરે. એ રાજાની અવસ્થા વરસ પચીસેકની હશે. જેવાં એનાં રૂપ, એવાં જ એના ડહાપણ, રાજાએ જાલંધરના જેવી દોમ દોમ સાયબી જમાવેલી.

ઇંદ્રાપરી જેવું રાજ, પણ એક જ વાતની ઉણપ રહી ગઇ છે : નગરને બાગ બગીચો ન મળે. દિવસ આખો ઝાડવાં વાવે ત્યાં રાતે માંડવના ડુંગરામાંથી સૂવરનાં ડાર આવે અને દાતરડીથી ઝાડવે ઝાડવાનો સોથ કાઢી નાખે. સાંઢસર અને સીંઢસર તળાવની પાળે આ સુવરડાંનો રહેવાસ હતો.

રોજ સવારે માળી જઇને પોકાર કરે કે ફરિયાદ! મોટા રાજા, ફરિયાદ! નંદનવન જેવી ફુલવાડીને સૂવરડો વીંખી જાય છે.

રાજાએ કહ્યું કે "માળી, હવે સૂવરડાં આવે ત્યારે અમને જાણ કરજે."

પૂનમનો દિવસ છે. સોળે કળાનો ચંદ્રમાં આભમાં ચડ્યો છે. અજવાળાં ઝોકાર છે. ત્યાં તો સૂવર સૂવરડી આવી પહોંચ્યાં. આવીને એણે તો નવી રોપેલી ફુલ-વાડી ભાળી.

સૂવરડી બોલી "અરે હે ભોળા ભરથાર! આ કોઇ રાજાની વાડી છે હો! સવારે તારા સગડ લઇને બારસે બંધુકદાર તારી વાંસે ચડશે હો!"

સૂવર બોલ્યો "હે અબળા! તું તારે તારૂં ડાર કડચે વીંટીને ડુંગરામાં હાલી જા. હું તો ઝાડવાંને ઉખેડયે જ રહીશ."

એમ કહીને હૂક! હૂક! હૂક! કરતો સૂવરડો ઊપડયો ફુલવાડીમાં અને દાતરડી ભરાવીને ઝાડવાનો ડાળોવાટો કરવા મંડયો. સૂવરડી બચળાંને રાતુડી ધારમાં સંઘરી આવીને ઊભી ઊભી ચોકી કરી રહી છે.

માળીએ જઇને ફરિયાદ! ફરિયાદ! ફરિયાદ! એવા પોકાર કર્યા. રાજાને જાણ થઇ. રાજાજી બોલ્યા "આંહી સાત વીસું રજપૂત બેઠા છો, પણ જો આજ સૂવરડો હાથમાંથી જાશે તો તોપને મોઢે બાંધીશ."

સાત વીસ રજપૂતોએ ઘોડે ચડીને સૂવરને માથે વહેતાં કર્યાં. સાત વીસું બંદૂકના ચંભા છટયા. સૂવરને માથે

ગલોલીઓના મે વરસવા મંડ્યા. પણ સૂવર તો ગલોલીનો ઘા ખાઈને તરત પડખેના ખાબોચિયામાં પડે છે એટલે પલકમાં પાછો ઘા મળી જાય છે.

ગલોલીઓની બહુ ભીંસ થઇ એટલે સૂવર ઝાળના હુવામાં પેસી ગયો. ત્યારે સૂવરડી બોલી કે

સૂવરડો સૂતો ઝાળમાં, ભૂંડણ આંટા ખાય,
ઊઠ હે કંથ નિંદ્રવા, તારાં ઘર ઘોડે ભેળાય.

મેણાંનો માર્યો સૂવર ઉઠયો ને બોલ્યો કે "જોઇ લેજે હો કે રાંડ, હમણાં તીતી ભીતી કરી નાખું છું."

હૂક ! હૂક ! હૂક ! એવા હુકાર કરતો સૂવર દાતરડી કાઢીને નીકળ્યો. ગલોલીના મારને ગણકાર્યો નહિ. એને સાત વીસું ને એક ઘોડા ઘેરીને ઊભાં હતાં તેમાંથી કોને મારવો એનો વિચાર કર્યો : "અરે, ઘેંસનાં હાંડલાં તે કોણ ફોડે !" એમ બોલીને એણે દોટ કાઢી. સાતે વીસુંને કોરે મૂકીને એણે તો રાજાના ઘોડાને હડફેટમાં લીધો. રાજાના ઘોડાના બે પગને દાતરડી લગાડીને એ તો કુંડાળામાંથી નીકળી ગયો. તે સ ડ ડ ડ ડ કરતો ડુંગરામાં ગેબ થયો.

રાજા કહે "મનસાગરા, તારી પાસેથી ગયો."

મનસાગરો મોઢું મલકાવીને બોલ્યો "વાહ રે રાજા, પ્રથમ પહેલાં તમારા ઘોડાના ડાબલા તો સંભાળો."

રાજાએ ઘોડાના પગમાં જોયું ત્યાં તો ધધાખ ! ધધાખ !

ધધાખ ! લોહીની ધાર હાલી જાય છે ! એણે બીજો ઘોડો રાંગમાં લીધો અને બોલ્યો "રજપૂતો, તમે સહુ સહુને ઘેર જાઓ. હું સૂવરને મારીને જ આ નગરીનું પાણી પીવાનો."

એમ કહીને રાજાએ સૂવરને સગડે સગડે ઘોડો લાંબો કર્યો. ડુંગરના ગાળામાં તડબડ ! તડબડ ! તડબડ ! પાણી-પંથો ઘોડો તીર વેગે ગયો. જોતજોતમાં તો રાજાએ સૂવર ઝપાટામાં લીધો. પણ તરવારનો ઘા કરે ત્યાં તો સૂવર તીરને વેગે નીકળી જાય અને તીર છોડે ત્યાં સૂવર તરવારને વેગે છટકી જાય.

એમ આખો દિવસ આથડીને રાજાએ સૂવરને થકવ્યો. સાંજ નમવા માંડી. સૂરજ મહારાજ મેર બેસે છે. રૂંઝયું કુંઝયું વળી રહી છે. અને હાં કે હમણાં જ સૂવરડો હાથથી જાશે, ત્યાં તો 'જે મોરલીધર' કહીને રાજાએ કાન સુધી કમાનની પણછ ખેંચી. તીર છૂટ્યું. અને પાડા જેવડો સૂવર ભફ ! કરતો ધરતા ઉપર જઇ પડ્યો.

સૂરજ મહારાજ મેર બેસી ગયા. ચંદ્રમાનાં કિરણ મંડયાં છૂટવા. સામે જુએ ત્યાં

અખંડનેત્રા ઝાડી !
ડુંગરે ડુંગરાની મૂછું મળી છે.
ઝાડવે ઝાડવું અટવાઈ ગયું છે.
સાંસો ખાલ મેલે એવી
આરડ બોરડ અને કેરડની ઘટા બંધાણી છે.

સાગના દોરીઆ
નેવું નેવું હાથને માથે ડોકા કાઢી રહ્યા છે.
વાંદરા ઓળાંબો કોળાંબો રમે છે.
રીંછ કણુકી રહ્યાં છે.
અને
નવ નવ હાથ લાંબા ડાલામથ્થા સાવઝ
એવી તો ઝરડકીયું દિયે છે કે
ગ મ મ મ મ મ !
નેસના ડુંગરા હલમલી હાલે છે.

એમાં રાજાને એકલું એકલું લાગવા મંડ્યું. ડુંગરાની ખોપો જાણે હમણાં ખાઈ જાશે એમ ડાચાં ફાડીને બેઠેલી છે. રાજાજી મુંઝાઈને જ્યાં પાછળ નજરે કરે ત્યાં કોણ ? મનસાગરો પ્રધાન ! 'અરે મનસાગરા ! તું આંહી કેવો ?'

"મહારાજને એકલા મૂકું તો મને કાળી ટીલી ચોંટે."

"અરે રંગ રે મારા મનસાગરા રંગ."

મનસાગરાની સાથે અફીણ હતું. એ ઘોળીને કસુંબા પીધા ત્યાં તો સૂરજ મહારાજે કિરણ્યો કાઢી. મનસાગરે અડખે પડખેથી આવળીયાં, બાવળીયાં, લપોટીઆં, ઝપોટીઆં વીણી લાવીને ચકમક ઝેગવ્યો. ઈંધણાનો દેવતા પાડયો. અને પછી

વાલીઆ ગાબુના વાડાની બજર,
અછોટીઆ વાડનો ગળ,

## મહુની કાંકરી
## અને ઊંડનું પાણી

કર્યાં ભેળાં. ચલમ ભરીને એવો દેવાતા માંડયો કે ચલમ ઉંધી વાળે તો ય તીખારો ન ઝરે.

હોકાની ત્રણ ફુંક લીધી ત્યાં તો રાજાની કાયામાં કાંટો આવી ગયો. પણ આઠ પહોર થયાં અંજળી પાણી નહોતું મળ્યું એનું કેમ ? રાજાના ગળામાં કાંચકી બંધાઈ ગઈ. રાજા પાણી ! પાણી ! પોકારવા મંડયા.

ઝાડે ચડીને મનસાગરે જોયું તો આઘેરાં જાનવર ઊડતાં જોયાં. જાણ્યું કે હાં, ત્યાં પાણીનુ થાનક હશે. મનસાગરો પ્રધાન તો પંખીની પધોરે પધોરે પાણી ગોતવા ગયો.

રાજા નજર કરે ત્યાં સામે જ કાળાન્તરનાં જૂનાં પાંચ દેવળ દેખ્યાં. ઝાડવાંની ઘટા જોઈ. નીમષ વાર થઈ ત્યાં તો ઘ ર ર ર ર! કરતો દખણાદી દિશામાંથી રથ ઊડતો આવે છે. અને એ રથને પાંખાળા ઘોડા જોડેલા છે.

આવીને રથ દેવળે ઊતર્યો. અંદરથી અપસરા નીકળી. નીકળતાં તો તેજનાં કિરણ પડી ગયાં. અપસરાએ રાજાને ભાળ્યો. દેવળમાં જઇને પૂજા કરી. પાછી નીકળી. રાજાની સામે આંખના તારલા નોંધ્યા. કંકુવાળા ચોખા કર્યા. નાળીએર દેખાડ્યું. છ આંગળીઓ ઊંચી કરી. કટાર ઉઘાડીને પોતાના પેટ સામે ધર્યો. અને પછી રથમાં બેસીને ઘ ર ર ર ર! રથને ઉડાડી મેલ્યો.

રાજા તો એ જાય ! એ જાય! એમ બોલતો રહ્યો.

મનસાગરો પાણી લઈને આવે ત્યાં તો 'એ જાય! એ જાય ! એ જાય !' એમ જાપ જપાય છે. બીજી કંઈ શુધ બુધ રાજાને રહી નથી.

મનસાગરો કહે કે "અરે હે રાજા! શું તમે ગાંડા થયા છો ?"

"મનસાગરા, એક અપસરાનો રથ દખણુમાં ગયો. અને એ મને કાંઈક નિશાની કરતી ગઈ. એ જાય ! એ જાય! એ જાય !"

"અરે ચુડેલ હશે, ચુડેલ ? અપસરા કેવી ? ચુડેલથી બી ગયા લાગો છો. થુકી નાખો, થુકી નાખો."

"મનસાગરા ! હવે થુકાય નહિ. હવે તો એ અપસરા રાંધે તે દિવસ હું અન્નજળ લઉં !"

"હવે અન્નજળ નહિ લ્યો તો જાશો મારા બાપ પાસે. છાનામાના પાણી પી લ્યો ને."

પણ રાજા તો એકનો બે ન થયો. એના ઘટડામાં તો "એ જાય ! એ જાય ! એ જાય !" ના જ સૂર બંધાઇ ગયા છે. મનસાગરાને લાગ્યું કે ના, ના ! રાજા ગાંડો નથી. કાંઇક કૌતુક થયું હશે.

મનસાગરો મંદિરમાં ગયો. જઈને જુએ ત્યાં તો કંકુ કેસરનાં પગલાં : ધૂપ : દીવો : અને ચોખા : અહાહા !

અપસરા તો સાચી ! નીકર મહાદેવની આવી રળિયામણી પૂજા ન કરે. પણ એની સમશ્યામાં એ શું સમજાવી ગઈ?

મનસાગરો તો બુદ્ધિનો સાગર હતો. એણે એક પછી એક સમશ્યા લઈને પોતાના મનમાં અર્થ બેસાર્યા.

શ્રીફળ અને ચોખા બતાવ્યા એટલે શું ? હાં. બરાબર; એનો મર્મ એ કે હે રાજા, હું તને વરી ચૂકી છું.

પણ છ આંગળી એટલે ? હાં, હાં, છ મહિને તારી વાટ જોઈશ.

અને કટારી પેટ સામી ધરી એ શું ? બરાબર, તું નહીં આવ્ય તો કટારીથી મારો દેહ પાડીશ.

હવે એણે શંકરના પદમની પૂજા શા સારૂ કરી ? એનું નામ શું પદમાવતી હશે ? હા, બરોબર એમ જ.

પણ એનું ગામ કયું ? હાં, એણે પદમ ફરતાં કનકનાં ફૂલ ગોઠવ્યાં છે. એટલે કનકાવતી નગરી હશે.

એવો મર્મ ગોઠવીને મનસાગરો રાજાની પાસે આવ્યો. આવીને કહે કે—

"ઊઠ ઊઠ હે રાજા ! તને આજથી છ મહિને એ અપ્સરાની સાથે ચાર મંગળ ન વરતાવું તો તને ફાવે તે સજા કરજે."

રાજા કહે કે "માથું વાઢી લઈશ અને નવો ગઢ ચણાવી ગઢને કાંગરે કાંગરે તારા માથાની રાઈ રાઈ વાપરીશ."

મનસાગરો બોલ્યો કે "હવે માથું કાપ્યા પછી તારે ગમે તે કરજે ને ! પછી મારે ક્યાં જોવા આવવું છે ?"

રાજાએ તો પાણી બાણી પી, ચાર ચાર પુંક હોકાની લીધી ત્યાં તો ધણુણુણુણુ ! બાર બાર મૂઠય કેફના તોરા ચડી ગયા. ડીલ કાંટે આવી ગયું. પછી દણુણુણુણુ ! ઘોડે ચડીને પોતાની નગરીને માર્ગે મંડ્યા ઘોડા ફેંકવા. સાંજ પડયે મોરસર ભેળા થઈ ગયા.

દિવસ પછી દિવસ વીતવા લાગ્યા. પણ રાજાનો જીવ તો થોડા પાણીમાં માછલું તરફડે એમ તરફડતો હતો. રોજ ઉઠીને આજીજી કરે કે "હે મનસાગરા, હવે ક્યારે જાશું કનકાવતી ?"

"રાજા વાજાં ને વાંદર્યાં. ત્રણે સરખાં ! તમારે તો બાપુ, બીજો ધંધો જ નથી ! કનકાવતી નગરી તે શું રસ્તામાં પડી છે ? કોણ જાણે ક્યાં હશે ?"

મનસાગરે ત્રણ ત્રણ મહિના સુધી ગોત કરી. પણ કનકાવતી નગરીનો પતો ક્યાંય મળ્યો નહિ. ત્રણ જ મહિના રહ્યા અને દિવસ તો નદીઓનાં પાણીને વેગે મંડ્યા વીતવા. હવે કરવું શું ?

એક વાર મનસાગરો બજારમાં હાલ્યો જાય. ત્યાં તો જોગી ઓતરાખંડરો ! કોઇક નાગડો બાવો : માથે વેંત વેંત લાંબા પીંગલાં લટુરીયાં ફરકે : ઘેરી ઘેરી આંખડીઓ : આખે ડીલે ભભૂતના થર : એક હાથમાં ચીપીઓ :

અને બીજા હાથમાં ખપ્પર લઈને આલેક! આ.......લેક! કરતો ચાલ્યો આવે છે.

મનસાગરો બોલ્યો "બાવાજી નમો નારાયણ!"

"નમો નારાયણ બચ્ચા! લેકિન કુછ ગાંજા નહિ, સૂકા નહિ, કુછ નહિ!"

મનસાગરે ગાંજાની કળીઓ વીણી, પાણી નાખીને હથેળીમાં ચોળી, ચલમમાં ભરીને બાવાજીના હાથમાં આપી, ચકમક ઝેગવીને દેવતા ચલમ ઉપર ધર્યો, ત્યાં તો બાવાએ

આલેક ગરનારી દુલા
ભેજ ગાંજેકા પુલા
નજર કરે કરડી
સો મરે ટાંગા ઢરડી
સૂકા સાપ
ગાંજેકા બાપ
કડકડતી કાળકા
ભડભડતા મસાણ
ઉજડ ગામના હડમાન
મચા દે ઘમસાણ
ઠંડા પોરકી લેર
બાવા અબધુતકી મેર
કોઇ પીવે ગાંજા ને
કોઈ પીવે ઝેર

એમ બોલી ઝપટ મારી. ચલમને માથે વેંત વેંત ઝાળ ઉપડી. સાતમી ભોમકાને માથે બાવાનો જીવ ચડી ગયો. કેફનો તોરો લાગ્યો. બીજી કોર મનસાગરો પગ ચાંપવા મંડયો અને બોલ્યો કે ભલે! ચાર જગના જોગી ભલે!

બાવો કહે "બચ્ચા માગ માગ!"

"જોગીરાજ! બીજું કાંઈ નહિ. પણ મને કનકાવતી નગરીનો રસ્તો દેખાડો. હું ભૂલો પડયો છું."

"અરે કનકાવતી તો મેરે પાંવ નીચે ઘાસ ગઈ હે. દેખ, ઇધરસે બરડો ડુંગર, શેત્રુજા ડુંગર, નાંદીવેલા ડુંગર. ઉધર દો રસ્તા તરેગા. જમણા રસ્તાસેં સાત કોસ કનકાવતી. ઓર ડાબા રસ્તાસેં તીન કોસ. લેકીન તુમ ડાબા છોડકે જમણા ચલનાં."

મનસાગરે રાજાને જાણ કરી. રાજાએ તો હાકલ કરી કે "હાં, થાય નગારે ઘાવ! રથ રેંકડા, ડેરા તંબુ, ફૂઠ દમંગળ લશ્કર સાબદાં થઈ જાઓ!"

મનસાગરે હળવે—ક રહીને રાજાના કાનમાં ફુંક મારી કે "કાં ભાઈ, કનકાવતી જઈને ગોળની કાંકરી ખાઈ આવ્યા છો ખરા?"

"ના! કેમ?"

"ત્યારે આવડી બધી તૈયારી શેની? ત્યાં કાંઈ સાસુ પોંખવા નહિ આવે. ત્યાં તો કાકાઓ છૂટી ડામણીયું મારશે, તે બરડા ફાડી નાખશે, જાણો છો?"

રાજાએ કાનની બૂટ ઝાલી. એક જ રથ લઈને બેઉ ભાઈબંધ અંદર બેઠા. ઠનનન! ઠનનન! ઠનનન! ઠનનન! રથ રોડવ્યે જાય છે. રસ્તામાં રાત રહેતા રહેતા નાંદીવેલાના ડુંગર પાસે બે રસ્તાને તરભેટે આવી ઊભા રહ્યા.

મનસાગરે તો મુંઝાઈને રથ થંભાવ્યો. હવે શું થાય? જોગીનું વેણુ ચૂકી ગયા. ડાબે રસ્તે રથ હાંકયો. મહા ઘોર ઝાડીમાં અટવાઈ ગયા. ચારેક ગાઉ રથે ગોથાં ખાધાં ત્યાં તો રાજાના માથામાં ચસકા નીકળવા મંડયા. ખોપરી જાણે હમણે નીકળી પડશે. રાજાનો પ્રાણ તો જાઉં! જાઉં! થાય છે. રાજા ચીસેચીસ નાખે છે. મનસાગરો તો મુંઝાઈ ગયો છે.

અરે હે બાળારાજા! આ પરદેશી ધરતી છે. આપણે ભૂલા પડયા છીએ. તમે હરમત રાખો.

પણ હરમત કયાંથી રાખે? એક વાટપાડીઓ ઝેરઝાળ નાગ એ જંગલમાં ચારો કરે છે. અને

બાર ગાઉમાં એનું ઝેર ફરે
ભોમ ધણી હોય એને ચડે.

એટલે કે બાર બાર ગાઉમાં એનું ઝેર છવાઈ જાય તે બીજા કોઈને નહિ પણ રાજના ધણીને ચડે.

રાજાની રગેરગમાં ઝેર તો ચડવા માંડયું. સાંજ પડયે ઝેરઝાળ નાગની વાવ આવી ત્યાં તો રાજાનો જીવ દસમે દ્વારે પહોંચી ગયો. એકલા તાળવામાં જ ધબકારાં રહ્યા.

મુંઝાઈને મનસાગરો ધા નાખે છે કે "એ ઠાકોર! એક હોંકારો દ્યો." પણ રાજા કયાંથી બોલે?

મનસગારો વાવમાં પાણી ભરવા ગયો. અંદર ડોકીયું કરે તો અંધારી ઘોર ઊંડી વાવ: ચોળિયું પારેવું ત્રણ વિસામા ખાય ત્યારે છેલ્લે પગથિયે પહોંચે, એટલી બધી ઊંડી. અંદર પાંદડાં! પાંદડાં!

પાંદડાં ખસેડીને મનસાગરે ખાબોચિયું ઉલેચ્યું. કાજળીઓ ભર્યો. રાજાના માથા પર પાણી છાંટયું. પણ રાજાની મૂર્છા વળતી નથી. ત્યાં રાત પડી ગઈ. રાજા બેભાન છે. મનસાગરો ઢાલ તલવાર અને ભાથો બાંધીને ચોકી કરવા મંડયો.

અઘોર રાત જામી ગઈ છે. ત્રમ! ત્રમ! ત્રમ! તમરાં બોલે છે. દોઢેક પહોર રાત ગઈ ત્યાં વાવમાંથી ફ્રરરરરર! કરતાં પાંદડાં ઊડીને બહાર નીકળ્યાં.

મનસાગરો વિચારે છે કે "આ શું કૌતુક! વગડામાં વંટોળા દીઠા, પણ વાવમાં કોઈ દિ' નથી દીઠા!"

ત્યાં તો ધુમાડાના ગોટે ગોટા નીકળવા માંડયા. અને પછી તો ઝડાફ! ઝડાફ! કરતા ઝાળના ભડકા નીકળ્યા. કાંઠે જે લીલાં કંજાર ઝાડવાં હતાં એટલાં બધાં બળીને કાળાં ઝેબાણ બની ગયાં. થોડીક વાર થઈ ત્યાં તો—

ફું! ફું! ફું! એવા ફુંફાડા મારતો ઝેરઝાળ નાગ નીકળ્યો. મનસાગરો થોડીક વાર તો હેબત ખાઈને ઊભો

થઈ રહ્યો. પણ જેમ જેમ સાપને ફુંફાડતો જોયો, તેમ તો "અરે ફટ ફટ ! હું કંકુવરણી ભોમકામાં પાકેલો છું ને આમ ડરીને મરીશ ?" એમ બોલીને "ઊભો રેજે તારી જાતનો હું નાગ મારૂં !" કરતો ઉઘાડી તરવાર લઈને દોડયો.

ખડ ! ખડ ! ખડ ! નાગ હસી પડયો.

સામે મનસાગરો યે હસ્યો, ખડ ! ખડ ! ખડ !

નાગ કહે " એલા, કેમ હસ્યો ? "

મનસાગરે સામે પૂછ્યું " ત્યારે તું કેમ હસ્યો ? "

" હું તો એમ હસ્યો કે તું બહુ લોંઠકો થઈને ઉઘાડી તરવારે દોડયો આવ છ, પણ હમણાં હું ફુંક માયા ભેળો તને બાળીને ભસમ કરી નાખીશ. "

મનસાગરો બોલ્યો "હવે બાળી જાણ્યો એમાં આવડી બધી બડાઈ શું કરી રહ્યો છે ? બસ બાળી જ જાણુ છ ? કે કે'દી કોઇનું ઠાર્યું છે ખરૂં ? "

નાગ વિચારમાં તો પડી ગયો. એટલે બરાબર લાગ જોઈને મનસાગરે ટોંણો માર્યો કે "આવી જા, રવદ બાંધ : કાં તો તેં બાળ્યાં છે એટલાંને ફરીવાર લીલાં કરી દે તો હું ઊઠબેસ કરૂં, નીકર તેં બાળ્યાં છે એને હું હમણાં લીલાં કરી દઉં તો તું ઊઠબેસ કરીશ ? છે કબૂલ ? અરે, આબરૂ ધૂડ થઈ જાય ધૂડ ! મોટા શેષનાગે ઊઠબેસ કરી એમ માણસ વાતો કરે. ખબર છે ? "

નાગના હૈયામાં ધ્રાસકો પડયો કે વાત સાચી! આ મારો બેટો માનવી જો કયાંઈક ઝાડવાં લીલાં બનાવી દેશે તો મારી આબરૂ પડી જાશે! એ બોલ્યો,

"એમ જોવું છે? આ લે ત્યારે!"

એટલું બોલીને નાગે મોઢામાં અમૃતની કોથળી હતી તે દાબીને ફ્રરરર! કરતી એક ફુંક મારી. ત્યાં તો બળેલાં ઝાડવાંનાં ઠુંઠાંને કુંપળાં ફુટી નીકળ્યાં. ચારે દિશામાં લીલવણી પથરાઈ ગઈ. લીલું! લીલું! લીલું! થઈ ગયું.

અને રાજાની યે મૂર્છા વળી ગઈ.

નાગ બોલ્યો "લે, હવે તારા પેટની વાત કર."

મનસાગરો તાળી પાડીને બોલ્યો "હા.......હા હા.... હા! તને કેવો મુરખો બનાવ્યો દોસ્ત! ગાંડિયા, એટલું યે ન સમજ્યો કે કાળા માથાનાં માનવી તે કયાંઈ સુકાનાં લીલાં કરી શકતાં હશે! મારે તો મારા રાજાને સજીવન કરાવવો હતો, એટલે તારી પાસે અમી છંટાવ્યું, મુરખા!"

નાગને તો રૂંવે રૂંવે ક્રોધની ઝાળ થઈ. પણ હવે શું કરે? એની ઝેરની કોથળી તો ખાલી થઈ હતી! એ તો ફરીવાર છ મહિને ભરાય.

ફેણુ માંડીને નાગ બોલ્યો, "યાદ રાખ બેટમજી, સ્વાંતનું નખતર વરસે, અદ્ધરથી એનાં ફોરાં ઝીલું, એનું હળાહળ ઝેર કરૂં અને તું જ્યાં હો ત્યાંથી ગોતીને ડંસ કરૂં. કરડયા ભેળો ત્યાં ને ત્યાં પાણી જ કરી નાખું!"

"લ્યો ત્યારે બાપજી! લેતા જાવ! બોલ્યા એના ગણુ!" એમ કહીને ઉઘાડી તરવારે માનસાગરો ઊછળ્યો અને એક ઘા ઝીંકીને નાગના બે કટકા કરી નાખ્યા."

"લ્યો બાપા! સદ્દગતિ કરજો તમારા જીવને! મૂંગા રહ્યા હોત તો કાંઇ હતું?"

નાગના કટકા બે ઘડી તરફડયા. રાજાએ અને મનસાગરે રથ હાંકી મેલ્યો. ઠણુણુ! ઠણુણુ! ઠણુણુણુણુ!

આવી પહોંચ્યા કનકાપરીના પાદરમાં. જુવે ત્યાં પાદરમાં પુલવાડી હીલોળા લઈ રહી છે. માળી કીચૂડ! કીચૂડ! કોસ હાંકે અને ગાલે મસના ટીલાવાળી ચાંપલી માલણ ભાત લઈ ચાલી આવે છે. મનસાગરે વિચાર્યું કે અજાણી ભોમકા છે, ઉતારા તો માલણને ઘરે કરીએ તો ફાવીએ.

ચાંપલી મલણ બરાબર રથને પડખેથી નીકળી એટલે મનસાગરે નિસાસો નાખ્યો, આ! હા! હા!

ચાંપલી કહે "મારા પીટયાઓ! તમારાં માણુસો મરે! અમારી લીલી વાડીને ઝાંપે નિસાસો શીદ નાખો છો?"

મનસાગરો બોલ્યો "અરે બાઈ! બે'ન! અમે નિસાસો તો એમ નાખ્યો કે અમારે ય તારા જેવી બે'ન છે. એ પણ તારી જેમ જ મસનાં ટીલાં કરે છે. તને જોઈને અમને બહેન સાંભળી. આ લે બાપ, કાપડું!"

એમ કહીને મૂઠી એક ભરીને સોનામહોર ઠલવી દીધી. ચાંપલીએ તો ભાઈ! ભાઈ! કરતાં મીઠડાં લીધાં. ધણીનું

ભાત આ બે ભાઈઓને ખવરાવ્યું અને "પીટયા, મારા ભાઈઓ આવ્યા છે" એમ પોતાના ધણીને સંભળાવીને મહેમાન ભેળી ઘેર આવી. ભાઈઓને માથે તો અનોધાં હેત ઢોળવા મંડી.

મનસાગરો પૂછે છે "હેં બે'ન ! શું ધંધો કરો છો ?" "ભાઈ ! રાજાની કુંવરી પદમાવંતી છે."

પદમાવંતી શંકરની પૂજા કરે,
પુરુષ નામે ચોખો ન જમે,
એવાં પતિવ્રતાનાં વ્રત પાળે.

એની સારૂ રોજ ફૂલની છાબ લઈ જાઉં છું."

"કાંઈ આલે ખરાં ?"

"ના માડી ! વાડીમાં બકાલું કરી ખાઈએ. રાજભાગ ન લ્યે. દરબારમાં વીવા વાજમ હોય તો ખીચડો જમીએ."

" અરે બે'ન ! અમારા મલકમાં તો માળીની છાબ ખાલી ન જાય. લે, અમે તને આજ એવી કરામત કરી દઈએ કે તારો રોટલો વધે."

માલણ તો ફૂલડાં લાવીઃ તેને ગૂંથીને મનસાગરે ત્રણ પોશાક બનાવ્યા : ઓઢણી, ચણીઓ અને કાંચળી. અંદર અક્કલ કામ ન કરે એવી નવરંગી ગૂંથણી કરી. અંદર કાગળની કટકી સંતાડી. ચાંપલી તો હરખનાં ડગલાં માંડતી છાબડી લઈને રાજમહેલ ઉપડી.

પદમાવતી બેઠી છે. સવા સવા વાંભની વેણુની લટો મોકળી મૂકી દીધી છે. કપાળે કેસર કંકુની આડય તાણી છે. અને

નમો શંકરા ઇસરા માય બાપા!
તું જાં નામ લેતા ઘટે કોટિ પાપા!

એવા જાપ જપી રહી છે. ત્યાં છાબ આવી. દોથો ભરીને કુંવરીએ ફૂલ માદેવને ચડાવ્યાં. પોતે ફૂલનો પોશાક ધારણ કર્યો અને અંદરથી ચિઠ્ઠી વાંચી કે

પાંચ દીઓળા પરસાળ,
એક નર દો ઘોડા હાથ,
એક નર નહિ ગંધ્રવ જસો
એ આવ્યા, એને ઉત્તર કસો!

વાંચીને પદમાવતીનું હૈયું હાંફવા મંડયું. સમજી કે જેની વાટ જોતાં હતાં એ પરોણા આવી પહેંચ્યા.

હવે જવાબ શી રીતે કહેવાડવો? આ ચાંપલી ઓછું પાત્ર છે. જાણી જશે તો બદનામ કરશે. માટે એ બીવે અને બોલ્યા સમજી જાય, એવી શમશ્યા કરૂં.

થાળમાં કંકુ કેસરના થાપા ભરીને કુંવરીએ ચાંપલાને બેય ગાલે અડબોત મારી. કંકુનાં આંગળાં છપાઈ ગયાં. ચાંપલી રોતી રોતી ઘેર આવી.

"ચૂલામાં જાય તમારી કરામત, પીટયાઓ!"

રાજા બોલ્યા કે "મનસાગરા, મંડો ભાગવા. આ તો આપણે ઘર ભૂલ્યા." મનસાગરે તો ચાંપલીને મૂઠી ભરીને સોના મહોર દીધી. એટલે ચાંપલી પાછી રાજી રાજી થઈ ગઈ.

રાજા પણ છક થઈ ગયો. "અરે મનસાગરા, આપણને ઘાણીમાં ઘાલી તેલ કાઢશે હો!"

મનસાગરો કહે "મહારાજ, સવા મણની તળાઈમાં સૂઈ રહો. તમારૂં રૂંવાડું ફરકે નહિ. કાલ પદમાવતી સાથે તમારો હથેવાળો થાય. પછી શું! આમ જુઓ સમશ્યા"

રાજાએ કંકુનાં આંગળાંની છાપ ચાંપલીનાં ગાલે જોઈ, કંકુનો મર્મ રાજાને સમજાયો.

રાજકુંવરીએ માવતરને સંદેશા મોકલ્યા કે 'મારો સ્વયંવર આદરો.' આજ આટલે આટલે વરસે દીકરીએ પરણવાની હા પાડી તેથી રાજારાણીએ તો તાબડતોબ તૈયારી કરી. સ્વયંવર રચાણો. અલકમલકના રાજા આવ્યા. પદમાવતીએ તો રાજા મગરપ્રતાપને વરમાળા આરોપી.

હાથી, ઘોડા, મ્યાના અને વેલ્યોની પહેરામણી લઈને પદમાવતી પોતાના ભરથાર સાથે પાંચાળમાં સીધાવ્યાં.

રસ્તે નારંગીના તંબુ જેવો એક લેહુંબ વડલો આવ્યો: એ વડલાને છાંયડે રાજાના રસાલાએ રાતવાસો રહેવા મુકામ નાખ્યાં. રાવટીમાં રાજા અને રાણી પોઢયાં છે. અને મન-

સાગરો બેઠો બેઠો ઉઘાડી તરવારે પોતાના ધણીની ચોકી કરે છે.

અધરાતનો ગજર ભાંગ્યો છે. મનસાગરો ચંદ્રમાનાં ઝોકાર અજવાળાં જોતો જોતો જાગે છે. તે વખતે વડલાની ઘટામાં બે પંખીએ વાતો કરવા માંડી :—

"અરે હે ગરૂડ પંખણી ?"

"શું કહો છો ગરૂડ પંખી ?'

"આપણે આંગણે આજ રાજા રાણી મેહેમાન છે. પણ આવતી કાલે એનું રાજ રાંડી પડશે !"

"કેમ

"આ રાજાને માથે આવતી કાલ્ય છ ઘાતો છે."

"કઇ કઇ ?"

"આંહીંથી રથ જોડીને હાલશે, એટલે એને માથે આ વડલાની ડાળ ફસકીને તાટકશે અને રાજા રાણીને કચરી નાખશે."

"એમાંથી એને કોઈ ન બચાવે ?"

"હા કોઈ બીજે માર્ગેથી રથ હાંકી જાય તો રાજા રાણી બચે. પણ થોડે જાશે ત્યાં બે ડુંગરા આવશે. જીવતું જાનવર વચ્ચે થઈને નીકળે કે તરત એ ડુંગરા સામસામેથી દોડીને ભટકાય છે. ત્યાં આ રાજા અને રાણી છુંદાઈ જશે."

"એમાંથી બચે તો ?"

"તો રસ્તામાં હીરાજડિત સોનાનો વેઢ પડયો હશે,

તેમાં રાજાનો જીવ લલચાશે; લેવાં જાશે કે તરત તંબોળીઓ નાગ થઈને ફૂટકાવશે."

"એમાંથી બચે તો ?"

"તો સામૈયાનો જે ઘોડો આવશે તે રાજાને પછાડીને ફોદે ફોદા કાઢી નાખશે."

"એમાંથી બચે તો ?"

"તો ગામનો દરવાજો માથે પડશે."

"એમાંથી બચે તો ?"

"તો છેલ્લામાં છેલ્લી ઘાત રાતે આવશે. રાજા રાણી બેય પહેલાં પહોરની મીઠી નીંદરમાં પડયાં હશે તે વખતે એક કાળી નાગણી છાપરામાંથી નીકળશે. એના મોંમાંથી ઝેરનું ટીપું બરાબર એ સૂતેલી રાણીના ગાલ ઉપર પડશે. રાજા જાગીને ગાલ ઉપર બચ્ચી લેતાં જ ઝેર એના પેટમાં જાશે. પલકમાં જ એના પ્રાણ નીકળી જાશે."

"પણ હે ગરૂડ પંખણી ! આ વાત જો કોઈ સાંભળીને કોઈ બીજાને મોંયે કરે તો એ કહેનાર માનવી પથરો બની જાય હો !"

એટલી વાત કરીને પંખી પોઢી ગયાં.

મનસાગરાએ આ વાત કાનોકાન સાંભળી. પંખીની વાચા ઉકેલતાં એને આવડતું હતું. એના મનમાં થયું કે અહાહાહા ! આટલે આવીને હું શું મારા ધણીને મરવા દઉં !

સવારે રસાલો ઉપાડયો. મનસાગરે પોતાની સાથે એક પોપટ ઝાલીને લઈ લીધો. વડલાની જે ડાળ પડવાની હતી તેની હેઠળથી રથ ન હાંકયો અને બીજે લાંબે મારગે આંટો ખવરાવ્યો.

રાજા કહે "આમ કેમ?"

મનસાગરો બોલ્યો કે "બસ, અમારી મરજી!" આવો જવાબ સાંભળીને રાજાને ખોટું લાગ્યું.

બરાબર બે ડુંગરા પાસે આવી પહોંચ્યા. પાસે જઈને મનસાગરે પોપટને ઉડાડયો. બેય ડુંગરા પોપટને કચરવા દોડયા. ભટકાઈને પાછા વળ્યા, એટલે સડેડાટ રાજાના રથને મનસાગરે ઓરંગાવી દીધો.

રાજાએ આ કૌતૂકનું કારણ પૂછ્યું. મનસાગરો મૂંગો રહ્યો. રાજાને વધુ દુઃખ લાગ્યું. આ મારી સામે કોણ જાણે કેવાં યે કારસ્થાન કરી રહ્યો હશે! ઓહોહો! વાણિયાનાં પેટ આવડાં બધાં ઊંડાં!

રાજાએ તો મનસાગરાની સાથે જાણે અબોલા આદર્યા. તોય મનસાગરાના અંતરમાં કાંઈ દુઃખ ધોખો નથી. એ તો રાજાના રથની મોઢા આગળ પોતાનો ઘોડો મૂંગો મૂંગો હાંકતો જાય છે.

ત્યાં તો સૂરજનાં કિરણોમાં ઝળળક! ઝળળક! ઝળળક! થાતો એક વેઢ રસ્તે પડેલો છે. મનસાગરો ચેતી ગયો કે

હાં ! આ જ પેલાં ગરૂડપંખીએ કહેલો વેઢ. રાજાની નજર ચૂકાવવા એણે પોતાના ઘોડાને વેઢ આડો ઊભો રાખ્યો. પણ ભાત ભાતના રંગે ઝબૂકતો વેઢ એમ કેમ અછતો રહે ? જાણે એમાં તો નીલમ, માણેક અને પદમ જડયાં હોયની !

"એ....એ ઓલ્યો વેઢ !" રાજાએ રથમાંથી બૂમ પાડી. "કોઇ પદ્મણીના હાથમાંથી પડી ગયો લાગે છે." એમ કહીને રાજા લેવા દોડયો. મનસાગરે જાણ્યું કે હમણા રાજાનો પ્રાણ જાશે. એટલે રાજા પહોંચે તે પહેલાં તો મનસાગરે વેઢને પોતાના ભાલાની અણીએ ચડાવીને આઘે ફગાવી દીધો. ફુંફાડા મારતો તંબોળિયો થઈને વેઢ ચાલ્યો ગયો. પણ રાજાએ તો એવું કાંઇ જોયું નહિ. એને તો રૂંવે રૂંવે ઝાળ થઈ, ખીજાઈને એણે પૂછયું "મનસાગરા ! મારો વેઢ કેમ ફગાવી દીધો ?"

"બસ ! અમારી મરજી !"

સાચું કારણ તો મનસાગરો કેમ કરીને કહે ? જવાબ આપે તો પથરો બની જાય. અને હજુ તો રાજાને માથે ત્રણ ઘાત બાકી રહી હતી. મનસાગરો અબોલ રહ્યો. રાજાએ રોષે ભરાઇને દાંત ભીંસ્યા.

આગળ ચાલ્યા, રાજધાનીનું પાદર આવી પહોંચ્યું. નગરમાંથી સાત વીસ સામંતો સામૈયું લઈને આવ્યા છે, ગામની બહેન દીકરીઓ રાજા–રાણીને કંકુના ચાંદલા કરીને

મીઠડાં લેવા મંડી છે. શરણાઇઓના ગળતા મધુરા સૂર ગાજી રહ્યા છે. દેવળે દેવળે નોબતો ગડેડે છે. કોટને કાંગરે કાંગરે ઘીના દીવા બળે છે. એવી રોશની અને રંગની છોળો મચી રહી છે, ત્યારે મનસાગરો ક્યાં ઊભો છે?

મનસાગરો આ કલ્લોલમાં ભળતો નથી. એના મોં ઉપર ચિન્તાનું વાદળું ઝળુંબે છે. એ તો ઊભો છે સામૈયાના ઘોડાની વાટ જોતો. ઝરિયાની સરંજામમાં શોભતો ઘોડો પોતાની ઝગમગતી ઝુલડીઓ ફરફરાવતો, હીરનાં પુમકાં ડોલાવતો, ઝાંઝરિયાળા પગ માંડીને રૂમઝુમ રૂમઝુમ નાચ કરતો કરતો, કેમ જાણે સૂરજના રથના સાત ઘોડા માયલો એક હોયની, એમ હાલ્યો આવે છે. કપાળ ઉપર માણેક લટ ઝપાટા ખાઈ રહી છે.

“એ મારો દેવમૂની આવે ! મારો કલેજાનો કટકો આવે ! મારો આત્મારામ આવે !” એમ રાજાએ હરખના નાદ કાઢ્યા. ઘણા મહિનાના વિજોગી ઘોડાએ સામી હેતની હાવળ દીધી. રાજા સામો દોડ્યો. પણ હજુ તો રાજા પહોંચવા જાય છે ત્યાં ધડ! દેતી મનસાગરાની તલવાર ઘોડાની ગરદન ઉપર પડી. ડોકું ધડથી નોખું જઈ પડ્યું. અને તડફડ! તડફડ! ઘોડો ટાંટિયા પછાડવા લાગ્યો.

પછી તો રાજાના કોપનો કાંઇ પાર રહે? રાજાનાં નાખોરાં ફૂલી ગયાં, હોઠ ધ્રૂજી ઊઠ્યા, કાયા કમ્પવા લાગી, રૂંવાડે રૂંવાડું બેઠું થઈ ગયું, ચહેરો તો ધગાવેલ

તાંબા જેવો લા–લઘૂમ! મારૂં કે મરૂં! મારૂં કે મરૂં! મારૂં કે મરૂં!

રાજાએ તરવાર ખેંચી. હમણાં માર્યો કે મારશે!

પણ મનસાગરો? મનસાગરો તો માથું ઢાળીને હાથ જોડી ઊભો છે. કાંઈ બોલે કે કાંઈ ચાલે. એની આંખમાંથી તો અમી ઝરે છે.

ત્યાં તો સાત વીસ સામંતો દોડયા આવ્યા. રાજાજીના હાથ ઝાલી લીધા. તલવાર આંચકી લીધી. મહારાજ! ધારા પડો. ક્ષમા કરો. સાહસ કર્યે કદાચને વાંસેથી વિમાસણ થાય.

સામૈયું તો હજી સાબદું થાય છે, રાજા ટાઢા પડીને સહુને હળે મળે છે. રાજકુટુંબના સુખસમાચાર સાંભળે છે. ત્યાં તો મનસાગરો સરકી ગયો. દરવાજે જઈને હુકમ દીધો કે "દરવાણી, દરવાજો પાડી નાખો!"

દરવાણી ચમકીને બોલ્યો કે "મહારાજ, આ શું? પરણીને આવતા રાજાનું અપશુકન થાય?"

"પાડી નાખો દરવાજો, નીકર માથું વાઢી લઉં છું." એવી મનસાગરે ત્રાડ નાખી. દરવાણી બિચારો શું કરે? ચિઠ્ઠીનો ચાકર! પ્રધાનજીનો હુકમ! પચાસ મજૂર વળગાડીને દરવાજો પાડી નખાવ્યો.

બોલાવો માળીને. માળી આવ્યા. દરવાજે ફૂલની કમાન ગૂંથી કાઢો. વાર લાગે નહિ હો!

પથરની કમાનને ઠેકાણે ફૂલની કમાન ગૂંથાઇ ગઈ. ગાજતે વાજતે સામૈયું આવ્યું. રાજાજી જોઈ રહ્યા કે દરવાજાને કમાડની કાંકરી યે ન મળે !

"આ કોણે કર્યું ?" "મહારાજ, મનસાગરે પ્રધાને !"

'હાય ! હાય ! હાય ! હાય ! આવું અપશૂકન ! ક્યારે સવાર પડે ! કાળો ઘોડો અને કાળો પોશાક આપીને મનસાગરાને દેશવટે મોકલી દઉં."

ત્યાં તો દરવાજામાંથી રાજાનો રથ નીકળ્યો. અને ઉપરથી ખ ર ર ર ! ફૂલની કમાન પડી. રાજાના રથમાં તો ફૂલ ! ફૂલ ! રાજા રાણી ફૂલમાં ઢંકાઇ ગયાં.

રાજાને થયું કે "હાં ! હરામી રાણીને રીઝવતો લાગે છે !"

રાણીએ બત્રીસ જાતનાં ભોજન અને તેત્રીસ જાતનાં શાક બનાવ્યાં. રાજા જમવા બેઠા. માનસરોવરનો હંસલો મોતી ચરે એમ રાજાએ અનાજના નાના નાના નવાલા લીધા. સામસામાં કોળિયા દેતાં રાજા રાણી રંગે સંગે જમી ઊઠયાં. રાતને પહોર સોનાને સોગઠે અને હીરા જડીત પાસે ચોપાટ ખેલ્યાં. ફૂલડાંની સેજમાં પોઢી ગયાં. મુસાફરીના થાકથી મીઠી નીંદર આવી ગઈ.

બિલોરી કાચમાં ચુવાના તેલના દીવડા બળે છે. દીવા જાણે કે રાજારાણીના ગુલાબી મોં ઉપર મીંટ માંડી માંડીને હસી રહ્યા છે.

દેવડીની ઝાલરમાં બરાબર બારના ડંકા પડયા અને પહેરેગીરે 'ખેરીઆત' પોકારી. એ વખતે રાજમહેલની પાછળ આવીને મનસાગરો ઊભો રહ્યો. એના હાથમાં ચંદન ઘો હતી. એણે દિવાલ ઉપર ચંદન ઘોનો ઘા કર્યો. મહેલની દિવાલે ચંદન ઘો એવી તો ચોંટી ગઈ કે જાણે લોઢાનો ખીલો માર્યો હોય ને! પછી ચંદન ઘોને જે દોરી બાંધી હતી તે ઝાલીને મનસાગરો ઉપર ચડયો. પાછલી દિવાલોથી રાજાજીના ઓરડામાં દાખલ થયો. હાથમાં ઉઘાડી તલવાર છે. અંગ ઉપર અંધારપછેડો ઓઢેલો છે. લપાઇને ઓરડાના ખૂણામાં સંતાઈ રહ્યો. એની નજર ઊંચે છાપરા ઉપર ચોંટી છે.

ત્યાં તો ફું ફું ફું ફુંકારા સંભળાણા. કાળી નાગણી આડસર ઉપરથી નીકળી. ટપક! ટપક! ટપક! ઝેરનાં ત્રણ ટીપાં નાગણીની ફેણમાંથી ટપકયાં. બરાબર રાણીના ગાલ ઉપર લી...લું કાચ ઝેર ટપકી પડયું.

અંધાર પછેડાવાળો મનસાગરો હળવાં હળવાં પગલાં ભરતો ભરતો પલંગ પાસે આવ્યો. ઓશીકે ઊભા રહીને એણે ડોકું નમાવ્યું. નમાવ્યું, નમાવ્યું, નમાવ્યું, નમાવ્યું, તે ઠેઠ રાણીના ગાલ ઉપર એના હોઠ અડયા. ચ...સ...ક! દઇને ઝેરનાં લીલાં ટીપાં એણે ચૂસ્યાં. પાણીની ઝારીમાંથી કોગળો કર્યો. ત્યાં તો 'વોય!' કરતી રાણી જાગી.

"કોણ છે!" કરતો રાજા ઝબકયો.

"કોઈક ચોર! કોઈકે મારે ગાલે ચુમી ભરી!" રાણી થરથરતી બોલી. એનો સાદ ફાટી ગયો.

"ઊભો રે' પાપીઆ!" કહેતાં રાજાએ છલંગ મારી. જુવે ત્યાં તો મનસાગરો! હાથ જોડીને ગરીબ ગાય જેવો ઊભો છે.

"પાપીઆ!" રાજાએ ત્રાડ દીધી. "એટલા માટે આ બધી રમતો કરતો હતો? મારી રાણી ઉપર તારી કૂડી નજર!"

રાજાએ તો ખડગ ખેંચ્યું. રાણી થડક થઈ ગઈ. મનસાગરે માથું નમાવ્યું. બોલ્યો "મહારાજ! જોજો હો, વાંસેથી વિમાસણ ન થાય."

"બોલ આ તારાં કારસ્થાન સમજાવ્ય!"

"સમજાવવામાં કાંઇ સાર નથી."

"બોલ. નીકર ઘા કરૂં છું."

"ભલે! બોલીશ. માથે કાળી ટીલી લઇને મરૂં તેનાં કરતાં તો ભેદ ખોલીને જ કાં ન મરવું?"

એમ વિચારીને મનસાગરે વડલાવાળાં ગરૂડ પંખી અને ગરૂડપંખણીની વાત માંડી. રાજા ને રાણી બેય સાંભળી રહ્યાં. વડલાની ડાળની વાત વર્ણવી, ત્યાં તો મનસાગરાના પગ ગોઠણ સુધી પથ્થર થઈ ગયા.

"રાજાજી, રહેવા દીઓ. જુઓ મારા પગ પથરા બનવા માંડયા છે."

"નહિ. તું દગાબાજ છો. બોલ!"

મનસાગરો જ્યાં ડુંગરાની વાત કહી દેખાડી ત્યાં તો કમર સુધીની કાયા પથરો બની ગઇ.

"રાજાજી! હજી કહું છું રહેવા દીઓ!" પણ રાજા તે કાંઈ માને!

વેઢલાની વાત પૂરી થઇ ત્યાં પેટનો ભાગ પથ્થર!

ઘોડાની વાત કહેતાં છાતી સુધી પાણો થઈ ગયો. એકલું ડોકું જ જીવે છે. અવાજ બેસી ગયો. જાણે કોઈ ઊંડી ગુફામાંથી બોલતું હોય એવો ધીરો અવાજ આવવા મંડયો.

"રાજાજી! હવે કે'વરાવો મા." પણ રાજાની ભ્રમણા હજુ ભાંગી નહોતી. મનસાગરો એને જાદુગર લાગતો હતો. એણે કહ્યું "આગળ ચલાવ."

મનસાગરે દરવાજાની કમાન તોડવાનો ખુલાસો કર્યો. ત્યાં તો દાઢી સુધી પથ્થર બની ગયો. જીભ ઝલાવા માંડી.

"બોલ, છેલ્લો ભેદ ખોલી દે."

"હે રાજા! હું ઘડી બે ઘડીનો મહેમાન છું. આજ તો મારો ગુણ તારે હૈયે નહિ વસે. પણ આગળ ઉપર કોઈક દિ' જો મનસાગરો સાંભરે તો તારા પહેલા ખોળાના દીકરાનું લોહી આ પથરા ઉપર છાંટજે."

"મારે એ કાંઈ નથી સાંભળવું. મને તારા છેલ્લા પાપની વાત કહો બતાવ."

મનસાગરે નાગણીની વાત કરી. એની આંખોમાં આંસુડાં ચાલ્યા જાય છે. હાથ જોડાય તેમ નથી. રાણીની સામે એણે તગ તગ નજર કરી. "બેન! બે....!"

એટલું બોલતાં તો એ માથા સુધી પથ્થર બની ગયો.

સવાર પડી ગયું છે. સૂરજનું અજવાળું થવા આવ્યું છે. ઘડી એક પહેલાં બોલતો ચાલતો માનવી પથ્થરનું પૂતળું બનીને ઊભો છે. એની આંખનું છેલ્લું આંસુડું યે પથરાનો આકાર ધરીને ઊભું છે. સામે રાજા રાણી પણ થંભી ગયાં છે.

"અરરર! અમારે માથેથી છ છ ઘાત ઉતારનાર મનસાગરાની અમે આવી દશા કરી ? છેવટ સુધી એનું કહ્યું માન્યું જ નહિ !"

"મનસાગરા! ભાઇ મનસાગરા ! એક હોંકારો તો દે !" એવું બોલતો રાજા પથરાને ગળે બાઝી પડયો.

એ ઓરડામાંથી રાજાએ પોતાની પથારી ફેરવી નાખી છે. ત્યાં મનસાગરાનું મંદિર બનાવ્યું છે. સાંજ સવાર ત્યાં ધૂપ દીવા થાય છે, સિંદોર ચડે છે, ફૂલ ચડે છે, નીવેદ ધરાય છે. કોઈ વાર રાજા મુંઝાય છે ત્યારે મનસાગરાના પૂતળાને ગળે બાઝીને ચોધાર આંસુડે રોઈ આવે છે.

એમ કરતાં રાણી પદ્મમાવંતીને નવમે મહિને સોળે કળાના ચંદ્રમા જેવો દીકરો અવતર્યો. દીકરાને મનસાગરાના ચરણમાં પગે લગાડયો. પણ દીકરાનું લોહી છાંટવાની છાતી હાલી નહિ. એમ કરતાં કરતાં વાત વિસરાઈ ગઈ.

દીકરો મોટો થયો. રમવા જાવું ગમે નહિ. આવીને મનસાગરાના ઓરડામાં બેસે. બેઠો બેઠો રમે.

એક વાર કુંવર શેરડી ખાય છે. ખાતાં ખાતાં ટચલી આંગળીએ છોતો વાગ્યો. લોહીના ટીપાં દડ દડ દડ દડી પડયાં. જ્યાં કુંવર મનસાગરાના પૂતળા ઉપર લોહી લૂછવા જાય, ત્યાં તો ઓહો! આ શું? પથરો જીવતો થયો! મનસાગરે કુંવરને તેડીને બથમાં લીધો. બચી કરવા મંડયો. બેય જણાની વાતો ચાલી.

અરે! આ બે માનવી વાતો કોણ કરે છે? રાણીજી દોડયાં આવ્યાં.

"માડી રે! ભુત! ભૂત! ભૂત!"

"બહેન! હું ભૂત નથી. બ્હીશો નહિ! હું મનાસાગરો. કુંવરનું લોહી અડવાથી સજીવન થયો છું."

રાજાજી દોડયા. મારો મનસાગરો! મારો ભાઈ! મારો બાપ! બોલી બાઝી પડયા. બેય ભાઇબંધોને હેતનાં ને પસ્તાવાનાં આંસુડાં નીતર્યાં.

નગરીમાં તો તે દિવસે ધામધુમ જામી, ઘેરે ઘેરે લાપસીનાં આંધણ મૂકાણાં.

# સિંહાસન

ધારા નગરીને માથે પરદુ:ખભંજન રાજા ભોજનાં રાજ ચાલે છે. ભેરવોનાં માથાં ભાંગે એવો ચોગરદમ ફરતો ગઢ છે. ચાર દિશાએ ચાર દરવાજા: ચોરાશી બજાર; ચોપન ચૌટાં: લખપતિઓની હવેલીઓનાં ઈંડા આભમાં અડે છે. ચારે પહોર ચોઘડિયાં વાગે છે. સાંજરે મશાલો થાય છે, અને ઉજાણીમાં તો કોઈ દુ:ખીયું ન જડે.

એક સમે રાજા ભોજે અજ્ઞા કરી "બધસાગરા, આપણે અલક મલક તો જોયા, પણ હવે મારે ઓતરાખંડ જોવો છે.

"ખમા ઉજેણીના ધણીને. જેવી મહારાજની મરજી!" એટલું બોલીને બધસાગરે બે પાણીપંથા ઘોડાને માથે પીતળિયાં પલાણ માંડયાં. હથિયાર પડિયાર બાંધીને રાજા પ્રધાન હાલા નીકળ્યા. હાલતાં હાલતાં ઉજેણીના સીમાડા વળોટવા જાય છે ત્યાં આઘેથી એક કઠિયારે સાદ દીધો કે "એ ભાઈ, મારે માથે ભારો ચડાવશો?"

"બધસાગરા! કોઈક દુ:ખીઆરો ડોસો: માથે ભારો ચડાવી શકતો નથી. હાલો, એને મદદ કરીએ."

એમ બોલીને રાજા પાસે ગયા. જુવે ત્યાં છાંટો ય લોહી ગોત્યું ન જડે એવો બ્રાહ્મણ : અસલ હાડપીંજર જોઈ લ્યો : મોઢે માખીઓ બણબણે છે. નાકે લીંટ જાય છે. ખભે વરતડીના કટકા જેવી જનોઈ ધબેડી છે. એવા બ્રાહ્મણને જોઇને રાજા બોલ્યા :

"અરે હે ગોર દેવતા ! આવી દશા ?"

"ખમા બાણું લખ માળવાના ધણી ! છું તો બ્રાહ્મણ, પણ આ તારી ઉજેણીમાં

નવાનગરને નમો નમો !
શેરીએ શેરીએ ભમો ભમો !
કોઇ કે' નૈ કે જમો જમો !

એવા હાલ છે. ઘરની ગોરાણી ગાળ્યું દઈને ભળકડે તાંબડી પકડાવી લોટે ધકેલતી. દીવા ટાણે પાછો વળતો. પણ ઘરે કળશી એક છોકરાં કીયાં વીયાં કરતાં મને વીંખી નાખતાં. બે રોટલાનો યે લોટ નહોતો થાતો."

"અરે ધિઃકાર ! ધિઃકાર ! ધિઃકાર ! બ્રાહ્મણનો દીકરો : ખભે જનોઇ પડી છે, તો યે લાકડાં વાઢવાં પડે ! બિચારો વેદ ભાગવત કયારે વાંચે ? સંધ્યા પૂજા કયારે કરે ? લ્યો મહારાજ ! સવા લાખ રૂપિયાની આ ચિઠ્ઠી. અમારે ખજીનેથી લઇ આવજો. કહો સ્વસ્તિ."

'સ્વસમ્ ! હે રાજા, સ્વસમ્ !'

'મહારાજ, અરધી સ્વસ્તિ કાં કહી ?'

"હે રાજા, સવા લાખ રૂપિયા તો કોઇક અડબોત મારીને આંચકી જાશે. તે ટાણે તમને કયાં ગોતવા આવું ? જમીનનો એક કટકો આપો તો મજૂરી કરીને ગદર્યે જાશું."

ત્યાં ને ત્યાં એક વાડી હતી. ત્રાંબાનું પતરૂં મંગાવી ત્યાં ને ત્યાં પેઢી દર પેઢીના દસ્તાવેજ લખી આપ્યા. ન પાળે તેને ચૌદ હત્યા લખી. બ્રાહ્મણનાં દાળદરને દરિયાને સામે કાંઠે નાખી દીધાં. કડડડ! ધુબ! ભારો ભોંય પર નાખીને 'સ્વસ્તિ! હે રાજા, સાત સાત સ્વસ્તિ!' કહેતો બ્રાહ્મણ ચાલ્યો ગયો.

ડણણણ...ણ કરતાં ઘોડાં હાંકતા રાજા અને બધસાગરો હાલી નીકળ્યા. મુલક પછી મુલક જોવા મંડયા. જ્યાં હાથીને ગળી જાય એવાં મોટાં ગરજાં થાય છેઃ જ્યાં સૂરજ સામી હાંડલી ધરતાં જ ફસ ફસ કરતાં ધાન ચડી જાય છેઃ જ્યાં માનવીની કાયા ઉપર રીંછડાંના જેવા વાળ ઉગે છેઃ જ્યાં નર અને નારી બેયનાં શરીર જોડેલાં જ અવતરે છેઃ જ્યાં ઢાલને ઢમકે પાણી નીકળે છેઃ એવી એવી ભાતભાતની ભોમકામાં દેશાટન કરીને બરાબર વરસ વરસ દિવસે રાજા પ્રધાન પાછા ઘર દીમના વહેતા થયા.

ચોમાસું ઊતરીને આસો મહિનો બેઠો છે. કેડાને કાંઠે એક ખેતર ઊભું છે. માંહી અસવાર સોતાં ઘોડાં પણ ગેબ

થઇ જાય એવા લીલૂડા મોલ ઝોલે ચડયા છે. અને ઊભાં ડુંડાં ફાટી જાય એવો બાજરો લચકી પડયો છે. ખેતરની વચાળે મેડો છે અને મેડા ઉપર એક આદમી ઊભો ઊભો હાથમાં ગોફણ લઇને "હો ! હો ! કરતો પંખી ઉડાડે છે. એ જોઇને રાજાએ પૂછયું.

"અરે હે બધસાગરા ! આવું ખેતર કોનું ? પોર તો આંહી બોરડીનાં ઝાળાં ઊભાં'તાં ને !"

"મહારાજ ! આ ખેતર ઓલ્યા બામણને કૃષ્ણાર્પણ કર્યું હતું તે."

ત્યાં તો "ઊભા રહેજો ! એ મહારાજ ! ઊભા રહેજો ! જાય એને બ્રહ્મહત્યા ! ગૌહત્યા ! ચાર હત્યા !" એવા સાદ પાડીને મેડે ઊભેલો માટી બોલાવવા મંડયો. જઇને જુવે ત્યાં તો વરતડીના કટકા જેવી જનોઈ ધબેડી છે, ધડાકમાન તુંબડું કાખમાં રહી ગયું છે, હાથમાં જતરડો છે, અને હો ! હો ! કરીને વૈયાં હોકારતો બામણ ઊભો છે. દોડીને બામણ બોલ્યો કે "હે મહારાજ ! પાંચ ડુંડાં પોંકનાં લેતા જાવ."

રાજા કહે "ગોર ! અમારે તો દીધાં દાન રૂધિર જેવાં."

"તો હું કપાળી કરૂં. માથું ફોડું."

બધસાગરો કહે "મહારાજ, આપણે સપાઈ સપરાંને આપી દેશું. પણ બામણનું વેણ રાખો."

મેડેથી ઊતરીને બામણ ખેતરમાં જાય છે. એક હાથમાં દાતરડું રાખીને બીજે હાથે એક ડુંડું ઝાલી માથું હલાવે છે. મનમાં વિચારે છે કે 'ઓહોહોહો ! આ ડુંડું તો સારા ખેતરનું સરદાર! આના ઉપર દાતરડું શે' હાલે ?"

બીજું ડુંડું હાથમાં લીધું. માથું હલાવીને મનમાં બોલ્યો "ઓહોહોહો ! આતો ઓલ્યા ડુંડાનું જ ભાઈ! વાઢતાં જીવ શે' હાલે ?"

રાજા પાસે આવીને બામણે માથું ખંજવાળતાં ખંજ-વાળતાં કહ્યું "મહારાજ ! આણી કોર લોંઠિયાં લણી ગ્યાં, ઢોર ખાઈ ગ્યાં, બગલાં ચણી ગ્યાં ! તમને અલાય એવું એકેય ડુંડું હાથ આવતું નથી."

મોઢું મલકાવીને રાજા પ્રધાન ચાલતા થયા, વળી પાછો બામણ મેડે ચડ્યો. અને મેડે ચડતાં વાર જ એણે હાકલા માંડ્યા કે "પાછા વળો મા'રાજ ! પાછા વળો, ચાર હત્યા છે તમને ! પોંક લેતા જાઓ !"

વળી પાછા રાજા બામણની પાસે આવ્યા. એટલે બામણ કહે "મહારાજ ! ઊભા રો'. આથમણી દશ્યે ડુંડાં ઊભા છે એમાંથી વાઢી દઉં."

એમ કહીને બામણે દાતરડું ઝાલ્યું. આથમણી બાજુએ ડુંડાં વાઢવા ઊતર્યો. એક પછી એક ડુંડું હલાવીને નિસાસો નાખ્યો કે ઓહોહો ! આ તો સારા ખેતરનું સરદાર ડુંડું ! આ વળી એનું જ ભાઈ ! શે વઢાય ?"

આવીને વળી પાછો ગરીબડો થઈ બોલવા મંડયો "મા'રાજ ! ઈ પડખેય લોંઠિયાં લણી ગ્યાં, ઢોરો ચરી ગ્યાં, તમને અલાય એવું એકેય ડુંડું જ ન મળે બાપજી !"

મોં મલકાવીને રાજા ભોજ હાલી નીકળ્યા. ત્યાં તો મેડે ચડીને બામણ બૂમ પાડે છે કે "પાછા વળો, લેતા જાઓ ! ચાર હત્યાનાં પાપ !"

રાજા પૂછે કે "અરે બધસાગરા ! આ તે શી સમશ્યા ! બામણ મેડે ચડે છે ત્યાં સમદર પેટો બની જાય છે અને હેઠે ઊતરે છે ત્યાં જીવ વાઘરીવાડે વહ્યો જાય છે, એ વાતનો કાંઈ મરમ જાણ્યો ?"

"મહારાજ ! એ તો જગ્યા–બદલો !" હસીને બધસાગરે જવાબ વાળ્યો.

"એટલે શું ?"

"હે રાજાજી, એ તો જગ્યા જગ્યાના પ્રભાવ સમજવા. જે ઠેકાણે બામણનો મેડો ઊભો છે, તે ઠેકાણે ધરતીમાં નક્કી માયા દાટેલી પડી હશે, અને કાં કોઈ મહા દાનેશ્વરી રાજાનું થાનક હશે એટલે મેડે ચડતાં જ બામણનું મન મોટા રાજેશ્વર જેવું બની જાય છે. પણ નીચે ઊતરે છે ત્યાં પાછો બામણનો બામણ થાય છે."

"અને તમારૂં ભાખ્યું ખોટું પડે તો ?"

"તો તમારી તરવાર ને મારૂં ડોકું."

બામણના મેડા તળેની ધરતી રાજા ભોજે ખોદાવી. ખોદે ત્યાં તો ઠણીંગ ! કરતો કોદાળીનો ઘા રણકારો કરી ઉઠયો. બીજે ઘાએ ત્રીકમનું પાનું કોઇક કડામાં પરોવાઇ ગયું હોય એમ લાગ્યું. ચોગરદમથી ખોદે ત્યાં તો એક–બે–ત્રણ–ચાર એમ સાત ચરૂ માયાના નીકળ્યા. અને તેની નીચે ખોદે ત્યાં તો જ....અ....બરૂ એક સિંહાસન !

સાતે ચરૂની માયા રાજા ભોજે ગરીબ ગુરબાને વહેંચી દીધી. ઢોરને રોટલા નીર્યા, અને સિંહાસનને સાફસુફ કરાવી પોતાના દરબારમાં મેલાવ્યું તો ઝળહળ તેજનાં પ્રતિબિંબ પડી ગયાં. ચારે ભીંતો ઊપર હીરા માણેક મોતીના રંગ ચીતરાઈ ગયા, સિંહાસનને ફરતી બત્રીસ પૂતળીઓ ઝગ-મગી ઉઠી.

“આવા દેવતાઇ સિંહાસન ઉપર તો અમે જ બેસશું.” એમ કરીને જે ઘડીએ રાજા ભોજે સિંહાસનના પે’લા પગથિયા ઉપર પોતાનો પગ મેલ્યો, તેજ ઘડીએ “મા ! હે રાજા ભોજ ! મા !” એવા ગેબી અવાજો સંભળાણા અને ઝણુણુ ! એવા ઝણકારા કરતી બત્રીસે પૂતળીઓએ પોતાના રૂમઝુમતા હાથ ઊંચા કર્યા.

“અરે ! આ સિંહાસનને અમે ખોદીને બહાર કાઢયાં, સાફસુફ કર્યાં, શણગાર્યાં, અને આજ માંહીથી આ માકારા કોણ કરે છે ?”

ઝ ણુ ણુ ણુ ણુ! કરતી બત્રીસે પૂતળીઓ નાચવા મંડી. બત્રીસેના હોઠ ખડ! ખડ! ખડ! હસી પડયા.

"હે પૂતળીઓ! તમે કોણ છો? કેમ હસો છો? આ બધો શો ભેદ છે? બોલો!" ઝબકીને રાજા ભોજ સિંહાસન સામો થંભી ગયો, એટલે એ વખતે—

પહેલી પૂતળી બે હાથ જોડીને ઊભી રહી. એને વાચા આવી. માનવીની વાણી કાઢીને એણે જવાબ દીધો કે:—

"હે રાજા ભોજ! અમે બત્રીસે જણી તારા વડવા રાજા વીર વિક્રમની રાણીઓ હતી. આ સિંહાસન અમારા સ્વામીનાથનું છે. માટે હે બાપ! જો વિક્રમના જેવાં કામો કર્યાં હોય તો જ બેસજે. નીકર તું તપીશ નહિ."

"હે માતા! વિક્રમ રાજાનાં કામાં કેવાં હતાં? હું તો જાણતો નથી."

"સાંભળ બાપ! વિક્રમે તો વિધાતાના લેખમાં યે મેખ મારી હતી." એમ કહીને પહેલી પૂતળીએ વાર્તા માંડી.

●

# વિક્રમ અને વિધાતા

‘ઉજેણીનાં સુખદુઃખ તપાસવા રાજા વિક્રમ ગુપ્ત વેશે ફરે છે. ઘૂમતાં ઘૂમતાં એક ગામમાં કોઇક બ્રાહ્મણને ઘેરે રાતવાસો રહેલ છે. બ્રાહ્મણીને દીકરો અવતર્યો છે. આજ છઠ્ઠા દિવસની રાત છે.

થાકીને લોથપોથ થઈ ગયેલો રાજા વિક્રમ ઓશીકે હથિયાર મેલીને ઝંપી ગયો છે. બાયડીને માટે જે શેરો કર્યો હતો તે ખાઇ જઇને પેટે હાથ દઇ બ્રાહ્મણ પણ ઘોંટી ગયો છે. લુહારની ધમણ ધમાતી હોય એવાં એનાં નાખોરાં બોલે છે. અને ભૂખ્યે પેટે પડેલી સુવાવડી બ્રાહ્મણીની આંખો પણ મળી ગઇ છે.

બરાબર મધરાતે વિધાતા પધાર્યાં. હાથમાં કંકુનો ખડિયો, કાને મોતીની લેખણ, અને કાખમાં આંકડા ગણવાનો કોઠો.

હળવે-હળવે-હળવે-દેવી તો દાખલ થયાં. છોકરાની ખાટલી આગળ જઇ બેઠા, ઘીનો દીવો બળે છે. વાટ સંકો-

રીને દેવીએ અંજવાળું વધાર્યું. બાળકની હથેળીમાં ને કપાળમાં મંડયા રેખાઓ કાઢવા.

શું શું લખ્યું?

અરે રોજની પાંચ પાંચ શેર લોટની તાંબડી લખી: દાપા દક્ષિણાના દોકડા લખ્યા: કન્યા–ચોરીની કોરી લખી: ગોરપદાંનાં ધોતિયાં લખ્યાં: એક સોળ વરસની ગોરાણી લખી: પણ જ્યાં આવરદાની રેખા તાણવા જાય, ત્યાં તો—

અ ર ર ર! વિધાતાના હાથમાંથી કલમ પડી ગઇ. પટ! દઇને દેવી ઊભાં થઇ ગયાં. દીવડો ઝાંખો પડયો. અને વિધાતાએ કપાળ કૂટીને પાછું હાલવા માંડયું.

જ્યાં ઓસરીમાં જાય ત્યાં કોઇ સુતેલા માનવીનું શરીર ઠેબે આવ્યું. ઝબ દેતાં જાગીને એ માનવીએ વિધાતાના પગ ઝાલી લીધા. પૂછ્યું કે "કોણ છો તું? ડેણ છો? ડાકણ છો?"

વિધાતા બોલી "હે રાજા વિક્રમ! મને જાવા દે. હું ત્રણે લોકનાં કર્મ માંડનારી વિધાતા છું!"

"વિધાતા દેવી! આંહી શા સારૂ આવેલાં?"

"બ્રાહ્મણના બાળકના છઠ્ઠીના લેખ લખવા."

"માડી, શું શું લખ્યું?"

"બાપ! કહેવરાવવું રે'વા દે."

"કહો નહિ ત્યાં સુધી ડગલું ય કેમ ભરવા દઉં ? મારી ચોકી છે."

"વિક્રમ, બીજા લેખ તો રૂડા, કંકુવરણા; પણ આવખું અઢાર જ વરસનું. ભર જોબનમાં જ્યારે આ છોકરો ચૉરીએ ચડી ચાર મંગળ વર્તતો હશે, તે ઘડીએ ચોથે ફેરે એને સાવઝ ફાડી ખાશે."

સાંભળીને વિક્રમ તો થડક ખઇ ગયો. "અરે હે વિધાત્રી! બ્રાહ્મણની દીકરીને ચોરીમાંથી જ રંડાપો મળશે ? ઉગાર-વાનો કાંઇ ઉપાય ?"

"કાંઇ ઉપાય ને કાંઇ બુપાય !" એટલું બોલીને વિધાતા તો હાલવા મંડી.

ત્યારે વિક્રમે વાંસેથી પડકાર્યું કે "સાંભળતી જા, વિધાત્રી ! આજ મારા ચોકીપહેરામાંથી તું ચોરી કરીને મને આશરો દેનારનું મોત લખી ગઇ છો, પણ તારાં લખ્યાં મિથ્યા કરૂં તે દિ' હા પાડજે. હું એને છાંયડે કાંઇ મફતનો નથી બેઠો."

વિધાતા તો હાલી ગઇ. સવાર પડયું ને વિક્રમ સાબદો થયો. શીખ લેતો લેતો કહેતો ગયો કે "હે ગોર ! દીકરાને પરણાવો ત્યારે ઉજેણીમાં કંકોત્રી મોકલજો. મોસાળું લઇને હાજર થઇશ."

અઢાર વરસ તો પાંપણના પલકારા ભેળાં જ જાણે પૂરાં થઇ ગયાં. દરવાજે આવીને બ્રાહ્મણ ઊભો રહ્યો.

“હે મહારાજ, કંકોતરી લઇને આવ્યો છું.”

“તૈયાર છું, હે ગોર, હાજર છું. હાં, થાય નગારે ડંકા. સેના સજ્જ કરો. ભાણેજની જાનમાં જાવું છે.”

સેના ઉપડી. જાણે દરિયાનાં મોજાં હાલ્યાં.

“ ખબરદાર ! ઉઘાડી તરવારોના ઓઘા કરીને મંડપને વીંટી લ્યો. બંધુકમાં ગલોલીઓ ધરબી ધરબી સળગતી જામગ્રીએ ગામને ઝાંપે ઊભા રહો. સાવઝ આવે તો વીંધી નાખજો.”

ગામમાં તો સૂ....નસાન ! ઉજેણીનો રાજા એક બ્રાહ્મ-ણના દીકરા સારૂ થઇને વિધાતાના લેખમાં મેખ મારવા આવ્યો છે ! આ....હા !

ઉઘાડું ખડગ ઉગામીને રાજા માંડવામાં ઊભો છે ત્યાં તો સાદ પડ્યો ‘સમો વરતે સાવધાન !’

એક ફેરો—બે ફેરા—ત્રણ ફેરા.

અરે ભાર છે કોનો ? હમણે ચોથું મંગળ વર્તી જાય, એટલે વિધાતાના લેખ ખોટા !

પણ જ્યાં ચોથું મંગળ ફરવા જાય ત્યાં તો હુ હુ હુ હુ હુ કરતો છલંગ મારતો, પૂછડું ફરકાવતો સાવઝ આવ્યો !

વરરાજાની ગળકી ઝાલી હરડીઓ ચૂસી લીધો, ક્યાંથી? અરે આ કાળો ગજબ કાંથી? ધરતી ફાડીને શું સાવઝ નીકળ્યો?

અરે, નહિ ધરતીમાંથી કે નહિ આભમાંથી; આ તો ચૉરીના ગોળા ઉપર ચીતરેલો સાવઝ સજીવન થયો. અંતરિક્ષમાંથી વિધાતાએ અંજળી છાંટી! આહા! ડાલામથ્થો સાવઝ! છરા જેવડા દાંત! માનવી એને ભાળીને ફાટી મરે.

વરરાજાનું ડોકું ચૂસીને પાછો સાવઝ ગોળાના ચિત્રામણમાં સમાઇ ગયો.

વિક્રમ તો ઠીંકરા જેવો! વાઢો તો છાંટો ય લોહી ન નીકળે. ધરતી માતા મારગ આપે તો સમાઇ જાઉં! એવો ઝંખવાણો પડી ગયો.

"ફીકર નહિ. રોશો મા ભાઇઓ, છાંટો ય પાણી પાડશો મા. હે વરના બાપ! તારા દીકરાને છ મહિના મુઓ મ સમજજે. અને હે વહુના બાપ! તારી દીકરીને છ મહિના રંડાપો મ સમજજે. છ મહિનાની અવધિ માગું છું. અમીનો કુંપો લઇને આવું છું. નીકર ઉજેણીનું રાજ ન ખપે. મડદાની અંદર મસાલો ભરી રાખીને એની આગળ અખંડ ધૂપ દીવા બાળજો. છ મહિનાની વાટ જોજો. ઠાલે હાથે આવીશ તો તારા છોકરાની ભેળો જ ચિતામાં હું સળગી મરીશ."

એટલી ભલામણ દઇને વિક્રમે ઘોડો દોટાવી મૂક્યો.

જાતાં—જાતાં—જાતાં—બાર ચોકું અડતાલીસ ગાઉનું જંગલ આવ્યું. વનમાં જાય છે ત્યાં તો મહા કાળઝાળ દાવાનળ બળે છે. અને એમાંથી કારમી ધા સંભળાય છે કે "બળું છું રે બળું છું! અરેરે! અત્યારે રાજા વિક્રમ હોય તો મને ઉગાર્યા વિના રહે નહિ."

"અહોહો! કોઇક દુ:ખીઆરૂં મારૂં નામ લઇને પોકાર કરે છે."

જઇને જુએ ત્યાં એક નાગ: અગ્નિમાં ભફાઇ ગયો છે. વિક્રમે ભડભડતી ઝાળમાં હાથ નાખીને એને કાઢયો. નાગ બોલ્યો:

"હે પરગજુ માનવી! તું કોણ છો?"

"તું જેને સમરતો હતો તે જ રાજા વિક્રમ."

"આહા! હે રાજા! પરદુ:ખભંજણા! મારા દેહમાં લાય હાલી છે. બે ઘડી તારા અમૃત જેવા શીતળ પેટમાં બેસવા દે, મારી કાયાની બળતરા બેસી જાય એવો જ હું બહાર નીકળી જઈશ."

વિક્રમે તો મોં ઉઘાડું મેલ્યું એટલે સડેડાટ સિંદૂરીઓ નાગ રાજાના પેટમાં બેસી ગયો.

થોડીવાર થઈ રાજા કહે. "ભાઈ, બોલી પ્રમાણે હવે બહાર નીકળ."

પેટમાં બેઠો બેઠો નાગ કહે છે કે "હવે રામ રામ! આવું સુખનું થાનક મેલીને હવે હું બહાર નીકળું એવો ગાંડીચો નથી."

વિક્રમે વિચાર્યું "કાંઈ વાંધો નહિ. મારો આશરાધર્મ હું કેમ લોપું? ભલે એ પેટમાં બેઠો. મારે કસૂંબાની ટેવ છે. પણ પીઉં તો પેટમાં બેઠેલો નાગ પ્રાણ છાંડે. માટે આજથી કસૂંબો હરામ છે."

વિક્રમે અફીણ લેવું છોડી દીધું. પગ ઘસડતો ઘસડતો ચાલ્યો. પેટ વધી વધીને ગોળા જેવડું થયું. હાથપગ ગળી ગયા. આંખો ઊંડી જાતી રહી. ઓળખ્યો ઓળખાય જ નહિ. પેટમાં વેદનાનો પાર નથી.

શુધબુધ ભૂલેલો વિક્રમ એક નગરીની બજારમાં ટાંટીઆ ઢસરડે છે. એમાં શું બન્યું?

નગરીના રાજાને બે કુંવરી. બેયને માથે હાથ મેલીને બાપ પૂછે છે કે "બોલો બેટા, તમે આપકરમણ કે બાપ-કરમણ?"

મોટી બોલી કે "હું તો બાપકરમણ, બાપુ!"

નાની કહે કે "બાપુ, સંસારમાં સહુ માનવી પોતાનાં કર્યાં જ પામે છે. કોઈ કોઈના કપાળમાંથી બે આંકડાં ભૂંસીયે ન શકે, તેમ ઉમેરી યે ન શકે. માટે હું તો આપકરમણ."

"એ....મ છોકરી ! આવડો બધો તારો મદ ! હાં, કોઈ છે કે ?"

"મહારાજ, એક કહેતાં એકવીસ."

"જાઓ, નાનેરી કુંવરીને રથમાં બેસારીને કાલ પ્રભાતને પહોર નગરીની બજારમાં જાઓ. કોઈ બાડો, બોબડો, અનાથ અપંગ, રોગી મળે તેની સાથે પરણાવી દ્યો ! પછી જોઈએ એનું આપકર્મીપણું."

ગયા બજારે. ત્યાં તો હાટડીના ઓટા ઉપર વિક્રમ પડેલો. ડોળા ચડી ગયા છે. થોડો થોડો જીવ રહ્યો છે. ઘડીયાં લગન લઈને નાનેરી કુંવરીને એની વેરે પરણાવી.

સાત પેઢીની જૂની વેલડી દીધી. ત્રણ ગાઉ હાલીને ઊભા થઈ રહે એમ બે માળવીઆ બળધીઆ દીધા. એક બાનડી દીધી. વેલ્યમાં બેસીને રાજકુંવરી તો વિક્રમની સાથે ચાલી નીકળી.

બપોર થયા ત્યાં વડલાને છાંયે વેલ્ય છોડી. શુધબુધ વગરના રાજાને ખોળામાં સુવાડીને રાજકુંવરી બેઠી છે. છોકરી ઝંપી ગઈ છે. રાજકુંવરી પોતાના રોગીયલ સ્વામીને શરીરે સુંવાળો સુંવાળો હાથ ફેરવે છે. થોડીક વારે સ્વામીનાથને નીચે સુવાડીને પોતે વાવમાં પાણી ભરવા ગઈ.

વાંસેથી શું થયું ?

વિક્રમ પોઢતો હતો. મોઢું ફાટેલું હતું. ધીમે! ધીમે! ધીમે! એના પેટ માયલો નાગ હવા ખાવા બહાર નીકળ્યો. રાજાના મોઢાની બહાર ડોકું કાઢીને જીભના લબકારા કરતો કરતો આમતેમ જુએ છે. ત્યાં તો અવાજ થયો કે—

"હે મુઆ નુગરા! હે ભરફોડીયા!"

ચમકીને જ્યાં નાગ નજર કરે ત્યાં તો સામેના રાફડા ઊપર બીજો સાપ બેઠો બેઠો બોલે છે "હે કજાત! તું નવકુળ માયલો નહિ."

સિંદૂરીઓ ફુંફાડીને જવાબ વાળે છે "એલા કેમ ગાળો દઈ રહ્યો છો?"

"ગાળો ન દઉં? એલા, બીજો કોઈ ન મળ્યો તે પરદુઃખભંજણ વિક્રમના પેટમાં બેઠો? ધિઃકાર છે નુગરા! તારે માથે કોઈ ગુરૂ નથી તેમાં ને?"

"હવે રાખ રાખ હરામી?" સિંદૂરીઓ બોલ્યો, "તું યે કેમ કોઈકની માયાની માથે બેઠો છો?"

"હું તો માયાને માથે બેઠો છું, કોઈની કાયાને માથે તો નથી બેઠો ને? હે પાપીઆ! હમણાં કોઈક સવા શેર ઝેરકોશલું વાટીને વિક્રમને પાઈ દિયે તો તને ય ખબર પડી જાય! તારા કટકે કટકા થઈને બહાર નીકરી પડે."

"અને તું યે અમરપટો લખાવીને આવ્યો છો! તેં મને ચોર છતો કર્યો છે, પણ યાદ રાખ; અધમણ તેલ ઉનું

કરીને તારા રાફડામાં કોઈ રેડે એટલી જ વાર છે. તું યે સોનાનું ઢીમ થઈ જા. અને સાત ચરૂ માયા દબાવીને તું બેઠો છે એ માયા પણ હાથ લાગી જાય.”

એટલું બોલીને બે ય નાગ સામસામા ફેણ ડોલાવતા ડોલાવતા પેસી ગયા. એક ગયો રાફડામાં ને બીજો વિક્રમના પેટમાં.

પાણી ભરીને રાજકુંવરી આવી. એણે આ બે ય નાગની વાત કાનોકાન સાંભળી. ઉઠાડી બાનડીને.

“બાનડી! બાનડી! જા ઝટ બજારમાં. સવાશેર ઝેર-કોશલું, અધમણ મીઠું તેલ અને લોઢાનું બકડીયું, એટલાં વાનાં લઈ આવ્ય.”

મગાવેલી સામગ્રી હાજર થઇ. રાજકુંવરી વિચાર કરે છે કે આ વાત ખોટી હોય તો? અરરર! મારા સ્વામી-નાથને ઝેરકોશલું પાઉં અને એ મરી જાય તો? તો તો હું મહાપાપણી બનું. માટે પ્રથમ તો રાફડા માયલા નાગનું પારખું કરૂં.

તાપ કરીને કડામાં ધ્રફધ્રફતું તેલ ઉનું કર્યું. બેય જણીઓએ ઉપાડીને રાફડામાં રેડયું. ત્યાં તો ફૂં! ફૂં! ફૂંકારા કરતો નાગ દોટ દઇને બહાર આવ્યો અને સોનાનું ઢીમ થઈને ઢળી પડયો.

મંડયા રાફડો ખોદવા. ગોઠણુ સમાણું ખોદે ત્યાં તો એક ચરૂ–બે ચરૂ–ત્રણ–ચાર! એમ સાત પીતળનાં ચરૂ! ઉઘાડે તો અંદર છલોછલ સોનામહોર!

રાફડા ઉપર ધૂળ વાળી દીધી. સવા શેર ઝેરકોશલું વાટ્યું. રાજાના મોઢામાં ધાર કરીને રાજકુંવરી ધીરે ધીરે ટોવા લાગી. જ્યાં પાશેર રસ પેટમાં ગયો ત્યાં તો મુંઝાતો મુંઝાતો સિંદૂરીઓ નાગ દોટ કાઢીને બહાર નીકળી પડયો, અને એ જ ઘડીએ એના ત્રણ કટકા!

દૂધ લઇને રાજકુંવરી ટોયલીએ ટોયલીએ વિક્રમના મોંમાં ટોવા મંડી. ઘટક! ઘટક! દૂધ પેટમાં ઊતરવા લાગ્યું. હાથપગમાં જોર આવ્યું. બત્રીસ કોઠે દીવા થઈ ગયા. આળસ મરડીને વિક્રમ બેઠો થયો. બેઠો થઇને જુએ ત્યાં તો થડક!

"અરે હે રાજકુંવરી! આ શું કર્યું? સિંદૂરીઆ નાગના ત્રણ કટકા! શી રીતે? કોણે માર્યો?"

રાજકુંવરીએ તો માંડીને વાત કહી દેખાડી.

"અરરર! અસ્ત્રી! તમે મને મહા પાતકમાં નાખ્યો. મારે આશરે બેઠેલાની તમે હત્યા કરી."

નાગના કટકા વિક્રમે પોતાની ઢાલના ભંડારીઆમાં મેલી દીધા. કેટલાય દિવસથી રાજા નાહ્યો ધોયો નથી.

કંચનવરણી કાયા કા....ળી મસ થઇ ગઇ છે. રાજતેજ ઝાંખાં ઝાંખાં લાગે છે.

"હે સતી ! મારે વાવમાં સ્નાન કરવું છે."

"પધારો સ્વામીનાથ ! હું મારે હાથે જ તમને ચોળીને નવરાવું."

વાવમાં જાય ત્યાં તો અહાહા ! આ રૂવે છે કોણ ? રેશમ જેવા સુંવાળા ને પાની ઢળકતા મોવાળા મોકળા મેલેલા : ગુલાબનાં ફુલડાં જેવી આંખો સોઝી ગયેલી : આભૂષણો ઝંટીને વેરી નાખેલાં : અને ચોધાર આંસુડે રૂવે છે કે "હે મારા ભરથાર ! હે સ્વામીનાથ !"

વિક્રમ પૂછે છે "હે સતી ! તમે કોણ છો ? વાવનાં પાણીમાં ઊભાં ઊભાં કેમ રૂવો છો ?"

"રાજા, હું પાતાળ લોકની નાગ-પદમણી છું : વાવનાં પાણીમાં અમારી મહેલમોલાત છે : મારા સ્વામી સિંદૂરીઆ નાગ : એને કોઇએ મારી નાખ્યા."

"હાય હાય ! હે સુંદરી તમારા ધણીને મારનારાં તો અમે જ છીએ. આ જુઓ એના કટકા."

"ઓહો ! હવે ચિંતા નહિ. મારા સ્વામીના કટકાને હું સજીવન કરીશ."

એમ કહીને પદમણીએ પાણીમાં ડુબકી મારી પલકમાં તો પાછી આવી. હાથમાં અમીનો કુંપો.

ત્રણે કટકા સંધાડીને પદમણીએ ગોઠવ્યા. પછી અમી છાંટ્યું. એક–બે–ને ત્રણ અંજળી છાંટી ત્યાં તો ઝડાક ! દેતો સુપડા જેવડી ફેણ ડોલાવતો મહા ફણીધર સજીવન થયો. નાગને માનવીની વાચા ઉપજી.

"હે અસ્ત્રી ! હું ઘણો પાપી ! આ રાજાએ મને દાવાનળમાંથી ઉગાર્યો. પોતાના પેટમાં પેસવા દીધો. અહાહા ! કેવું શી.... તળ એનું પેટ ! પણ મેં પાપીએ બહાર નીકળવા ના પાડી. અને હું ન મરૂં માટે એણે અફીણ છોડયું."

"હે વિક્રમ ! માગ ! માગ !"

"માગું તો એટલું જ, હે નાગ દેવતા ! એક બ્રાહ્મણનો છોકરો ચૉરીમાં મર્યો છે. મારે હાથે એની હત્યા ચડે છે. બે જ ટીપા અમીનાં દઈશ ?"

"અરે બે ટીપાં શું ? આખો કુંપો લઈ જા ને !"

અમીનો કુંપો ઉપાડી અને રાણીને બેલાડયે બેસાડી રાજા વિક્રમ ચાલી નીકળ્યો. છ મહિનાની છેલ્લી રાત છે. રાજાની વાટ જોવાય છે. મસાલો ભરીને રાખેલું શબ પડયું છે. ઘીની ત્રણ અખંડ દીવી બળે છે. ધૂપના તો ગોટેગોટા. ત્યાં તો વિક્રમનો સાદ પડયો કે—

"અરે હે ભાઈ ! જાગો છો કે સૂતાં ?"

"જાગીએ છીએ, હે રાજા ! છ છ મહિનાથી જાગીએ છીએ. આંખનું મટકું ય નથી માર્યું."

એક–બે–ને ત્રણ અંજળી અમીની છાંટતાં જ આળસ મરડીને બ્રાહ્મણનો દીકરો ઊભો થયો. વિધાતાએ સાદ દીધો કે "હું હારી, ને વિક્રમ જીત્યો."

ભાણેજને પરણાવીને રાજા રાણી ઉજ્જેણી આવ્યાં.

"અરે હે રાજા ભોજ! આવાં ઉજળાં કામાં કર્યાં હોય તો જ આ સિંહાસને બેસજે. નીકર તું તપીશ નહિ."

એટલી વાતો કરીને પૂતળી અબોલ બની ગઈ.

ત્યાં તો ઝણુણુણુ! કરતી બીજી પૂતળીએ નાટારંભ આદર્યો અને માનવીની વાચા કરી હસતી હસતી બોલી :

"સાંભળ હે રાજા ભોજ! આ સિંહાસન ઉપર બેસનાર રાજા વિક્રમની બીજી વાત કહું છું."



# વીરોજી

એક દિવસને સમે રાજા વિક્રમ દરબાર ભરીને બેઠા છે. કચેરી હેકડાઠઠ જામી છે. ગજ–ગાહુરના ચમળ ઢળી રહ્યા છે. પાતળી જીભોવાળા કવિઓ છંદો લલકારે છે. શરણાઈઓ ચોઘડીઆં ગાય છે. મલ ગડદે આવી રહ્યા છે. અરણા પાડા આટકે છે. એક બીજાને કંધુર ન નમાવે એવા, અવળી રોમરાયવાળા, ગરેડી જેવાં કાંધવાળા, શાદુળા સામંતો પટાવતો વીરાસન વાળીને બેઠા છે, મોઢા આગળ માનીયા વાઢાળાની સજેલી હેમની મૂઠવાળી તલવારો અને હેમના કુબાવાળી ગેંડાની ઢાલો મેલી છે. ખભે હેમની હુમેલ્યો પડી છે.

એવે સમયે આથમણી દશ્યેથી 'વીયાઉ ! વીયાઉ ! વીયાઉ !' એવી શિયાળીયાંની લાળ્ય સંભળાણી.

પોતાને જમણે પડખે કાળીદાસ પંડિત બેઠા હતા, એમને રાજાએ કહ્યું કે "અરે હે કાળીદાસ પંડિત ! તમે તો થઈ થાવી અને થાશે એવી ત્રણે કાળની વાતો જાણનારા છો. બોલો, આ જાનવરની વાણીનો ભેદ બતાવો."

માથાના મોળીયામાં ટીપણું ખોસેલું હતું તે કાઢીને કાળીદાસ પંડિતે કચારીમાં રેડવ્યું. આખું ફીંડલુ ઉખળી પડ્યું અને ટીપણાનો છેડો કચારીના કમાડ સુધી પહોંચી ગયો.

રાજાજી જુવે ત્યાં તો ટીપણામાંથી ત્રણ ચીજ નીકળી પડી : એક કોદાળી, એક નીસરણી, અને ત્રીજી એક જાળ.

થડક થઈને રાજા વિક્રમ બોલી ઉઠયા કે "અરરર ! કાળીદાસ પંડિત ! બામણના દીકરા થઈને ટીપણામાં જાળ રાખો છો ! શું માછલા મારો છો ?"

"ના મહારાજ !" કાળીદાસ પંડિત બોલ્યા; "એનો મરમ ઉંડો છે. હું તો રાજા વિક્રમનો જોષી ! હું જો કોઈ દિ' કહું કે 'અટાણે મુરત નથી' તો તો વિક્રમની સભાનું મારૂં બેસણું લાજે. મુરત ધરતીમાં સંતાઈ ગયાં હોય તો હું આ કોદાળીએ ખોદીને કાઢું, આભમાં ઉડી જાય તો નીસરણી માંડીને નવલખ ચાંદરડામાંથી ઉતારૂં; અને પાણીમાં પેઠાં હોય તો આ જાળ નાખીને ઝાલું. સમજ્યા મહારાજ ?"

"શાબાશ ! શાબાશ !" એમ આખી કચેરી ગાજી રહી.

કપાળે કરચલીઓ પાડીને કાળીદાસ પંડિત આંગળીના વેઢા ઉપર અંગુઠો મેલતા મેલતા ગણતરી કરવા મંડયા. ગણતરી કરીને ડોકું ધુણાવ્યું.

"કેમ પંડિત ! ડોકું કાં ધુણાવ્યું ? કહી નાખો જે હોય તે."

"ખમા ! ખમા બાણું લાખ માળવાના ખાવંદને ! ખમા પરદુ:ખભંજણાને. હે મહારાજ, જાનવર બહુ કથોરૂં બોલ્યા છે. શું કહું ? કહેતાં જીભ કપાય !"

"ફિકર નહિ કાળીદાસ પંડિત ! જેવાં હોય તેવાં જ ભાખજો."

"હે રાજા ! જાનવરની વાણી ભાખે છે કે આજથી સાડા ત્રણ દિ'એ રાજા વિક્રમનો દેહીકા....ળ !"

"સાચું કહો છો ?"

"મારાં ભાખ્યાં ખોટાં પડે તો જનોઈને ઠેકાણે ડામ દઉં."

"ઓહોહોહો ! ભલે આવ્યાં, મરતુક ભલે આવ્યાં. ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય, કે આવે ઉજળે મોઢે માતાજીના ધામમાં પહોંચી જવાશે. હવે અમારે જીવતરમાં કાંઇ અબળખા નથી રહી. અલક મલક ઉપર આણ વર્તાવી. બાવન વીર અને ચોસઠ જોગણી સાધ્યાં. હવે મોજથી મરશું."

"હાં, કોઇ છે કે ?"

"એક કહેતાં એકવીસ ! ખમા !" કરતા ચોપદારો માથાં ઝુકાવી ઊભા રહ્યા.

"જાવ, આજ અટારીને માથે ચડીને પડો વજડાવો, પરગણે પરગણે ઢોલ પીટાવો, કે રાજા વિક્રમનો દરબાર લૂંટાય છે. આવજો, લૂંટી જાજો. કોડી કોઠાર ભરી લેજો, આગળ જાતાં મળશે નહિ."

શેરીએ શેરીએ ડાંડી પીટાણી. ખજીનાનું સાત સાત કોટડી દ્રવ્ય રાજાએ ખુલ્લું મેલાવ્યું.

માણુસો ! માણુસો ! માણુસો ! દરબારગઢની દોઢીએ માણુસો તો દરિયાનાં પાણીની જેમ ઉમટયાં છે. થાળીનો ઘા કર્યો હોય તો ધરતી ઉપર ન પડે, માણુસોનાં માથાં ઉપર થઈને હાલી જાય, એવી ઠઠ જામી છે. ઝરૂખે બેઠા બેઠા રાજાજી પોતાના ખજાનાની લૂંટાલૂંટ જુવે છે. વાહ ! વાહ ! વાહ ! વિક્રમના અંગરખાની કસો તૂટવા મંડી.

ત્રીજે દિવસે કચારી મળી. સહુને આખરના રામરામ કરી લેવા રાજા વિક્રમ આવી પહોંચ્યા. ત્યાં તો ફરીવાર શિયાળીયાંએ ઉગમણી દિશામાંથી લાળી કરી, વીયાઉ ! વીયાઉ ! વીયાઉ !

“અરે હે કાળીદાસ પંડિત ! આજ વળી જાનવર શું બોલી રહ્યાં છે ?”

ફરી ટીપણું ઉખેળીને ભવિષ્યના આંકડા માંડી કાળીદાસ પંડિત બોલી ઉઠયા, “ખમા ! ખમા ઉજેણીના ધણીને ! બાણું લાખ માળવો આજ રંડાપાથી ઉગરી ગયો. હે મહારાજ ! જાનવર બોલે છે કે વિક્રમને ચૌદ મહિનાનું નવું આવખું મળ્યું.”

“પંડિતજી ! તમે રોજ રોજ સાંબેલા રોડવવા કેમ મંડ્યા ? સાડા ત્રણ દિ’માંથી પરબારા ચૌદ મહિના શી રીતે વીંયાણા ?”

"મહારાજ, પુણ્યે પાપ નાસંતાં !"

"એટલે શું ?"

"સાડા ત્રણ દિ' ખજાનો લૂંટાવ્યો તેનાં પુણ્યના થર ઉપર થર ચડી ગયા."

"એમ ?"

"હા મહારાજ! મારાં ભાખ્યાં ખોટાં પડે તો હું બ્રાહ્મણનો દીકરો લાકડાં લઉં-જીવતો સળગી મરૂં."

ઉજેણી નગરીને આંગણે આંગણે ધોળ મંગળ ગાજવા લાગ્યાં. મંદિરોમાં ઝાલરોના ઝણકાર ગૂંજવા મંડ્યા.

(૨)

અધરાતનો પહોર થાતો આવે છે. રાજા વિક્રમને ઊંઘ આવતી નથી. હેમનાં કડાં વાળી હીંડોળા ખાટે બેઠા બેઠા ગુડુડુડુ ! ગુડુડુડુ ! ઝંજરી પી રહ્યા છે. રાણીજી બેઠાં બેઠાં હીરની દોરી તાણે છે. કીચડુક ! કીચડુક ! હીંડોળા ખાટ હાલી રહી છે. આખી ઉજેણી બીજા પહોરની ભરનીંદરમાં પડી છે. એવે સમે–

આવ્યે હે રાજા વિક્રમા !
આવ્યે હે માળવાના ધણી !
આવ્યે હે પરદુ:ખભંજણા !

એવા વિલાપ થવા માંડ્યા. ઝબકીને રાજા વિક્રમ ઊભા થઇ ગયા. "અહોહો ! આવે ટાણે મારા નામના આવા રૂદન્ના કોણ કરે છે ? અધરાતે ય ઉજેણીમાં જેને ઝંપ ન મળે એવું દુઃખીઆરૂં કોણ હશે ?"

ત્યાં તો ફરી વાર વિલાપના સૂર નીકળ્યા. રાજા વિક્રમનું કલેજું વીંધાવા મંડ્યું. અંધારપછેડો ઓઢી, ત્રણસે ને સાઠ તીરનો ભાથો ખભે બાંધી, ગેંડાની ઢાલ ગળે નાખી, હાથમાં ઝંજરી લઇ કડ ! કટ ! કટ ! મેડીનાં પગથિયાં ઊતર્યાં અને ઊભી બજારે વિલાપના અવાજને માથે પોતે પગલાં માંડ્યાં.

બરાબર માણેક ચોકમાં આવીને જુએ ત્યાં તો કોઇ માનવી યે નહિ, કૂતરૂં યે ન મળે, કાળું ઘોર અંધારૂં ! માણસને પોતાનો સગો હાથ પણ ન દેખાય એવી મેઘલી રાત. વાદળાં ગટાટોપ ગોઠવાઈ ગયાં છે. ત્રમ ! ત્રમ ! ત્રમ ! તમરાં બોલે છે.

"કોઈ નથી. અભાગીઓ જીવ જ એવો છે કે દુઃખના પોકારના ભણકારા સાંભળ્યા કરે છે ! હાલો પાછા." એટલું કહીને વિક્રમ જ્યાં પાછું પગલું ભરે છે ત્યાં તો વળી પાછા

આવ્યે હે બાપ વિક્રમા !
આવ્યે હે માળવાના ધણી !
આવ્યે હે પરદુઃખભંજણા !

એવા વિલાપ સંભળાણા. "અ હો હો! આ તો ગઢને દરવાજે કોઇક વિલાપ કરે છે." એમ કહીને એ ખાવા ધાય તેવી સુનસાન બજારમાં રાજા ચાલ્યો. દરવાજે જઇને જુવે તો કોઈ ન મળે! ન કાળા માથાનું માનવી કે ન એકેય કૂતરૂં.

"ફટ રે અભાગીઆ જીવ! આવા ઉધામા કયાંથી ઉપડે છે?"

એમ બોલીને પાછા ફરવા જાય ત્યાં તો ફરીવાર પોકાર સાંભળ્યા. રાજા કાન માંડીને સાંભળે છે. "હાં! આ તો સફરા નદીને સામે કાંઠે, ગંધ્રપીઆ મસાણને ઓલ્યે પડખે માતા કાળકાના મંદિરમાંથી રૂદન્ના થાય છે."

સફરા નદી બે કાંઠે સેંજળ હાલી જાય છે. એના છાતી સમાણાં પાણી વીંધીને રાજા સામે કાઠે પહોંચ્યો. મંદિરમાં જઈને જુવે ત્યાં સવા મણ ઘીની મહાજ્યોત ઝળળ! ઝળળ! બળી રહી છે. માતા કાળકા કોરૂં ખપ્પર લઈને ઊભી છે. એની બેય આંખોમાંથી આંસુડાંની ધાર હાલી જાય છે.

વિક્રમે હાથ જોડીને પૂછયું "હે માડી! મારા નામના રૂદન્ના આ મંદિરમાંથી કોણ કરતું'તું?"

"ખમા! ખમા મારા બાપ! ઇ તો હું કાળકા કરૂં છું."

"તું! અરે તું ચાર જગની જોગમાયા મારા નામના વિલાપ કરીશ તો પછી સારાવાટ કયાંથી રહેશે માડી?"

"આમ જો બાપ! મારાં ખપ્પર ખાલી થઈ ગયાં અને તારા વિના એ ખપ્પર કોણ ભરે?"

"બોલ મા, શું ધરૂં?"

"બાપ, બત્રીસલક્ષણાનું લોહી!"

"ગાંડી થા મા! ધરતીને માથે બત્રીસલક્ષણા કાંઈ વેચાતા મળે છે?"

"તું પોતે જ છો ને!"

"વાહ વાહ! રૂડું કહ્યું. તૈયાર છું, માડી! બોલ, હમણે જ માથું વધેરી દઉં."

"અરરર! હાય હાય! બાણું લાખ માળવો રાંડી પડે. દુનિયા વાતો કરશે કે કાળકા દેવી નહોતી, ડાકણ હતી. બાપ! ગોહીલવાડમાં મુંગીપરનો ધણી શાળવાહન છે. એને ચાર દીકરા છે. ચારે ય બત્રીસલક્ષણા: હાથ પગમાં પદમ કમળની રેખાઓ છે.: ચારે શંકરના ગણ: એમાં નાનો વીરોજી તારે સાટે માથું આપે તેવો છે."

ખડ! ખડ! ખડ! હસીને રાજા વિક્રમ બોલ્યો "અરે મા! મારે કારણે પારકાના દૂધમલીઆ દીકરા ભરખવા કાં ઊભી થઇ? એનાં માવતરને વીરોજી કેવો વા'લો હશે? એ મારે માટે લોહી આપે અને હું એને ઊભો ઊભો જોઉં? ધિક્કાર! ધિક્કાર છે આ જનમારાને!"

"બાપ વિક્રમ! ઘરે જા! તું ધરતીનો ધણી : આભનો થાંભલો : તારી થાળીમાં લાખનો રોટલો : તું જાતાં કેટલી દીકરીઓ રાંડશે! અને મારે માથે મેણું ચડશે. તું જા ઘરે! વીરાજીને હું જ જઇને પૂછું છું."

એમ કહી, સમાળનું રૂપ લઇને માતા કાળકા અંધારી રાતે પોતાની પાંખો ફફડાવતી ખ ર ર ર ર આકાશને માર્ગે ઊડી. ગટાટોપ વાદળાંને પાંખોની થપાટો મારીને પછાડતી જાય છે અને એ પાંખોનો માર વાગતાં પવન તો સૂસવાટા મારે છે.

અગર ચંદણનાં આડસર, બીલોરી કાચનાં નળિયાં, અને હેમની ભીંતો : એવા રંગમહેલમાં મુંગીપર નગરીનો રાજકુંવર વીરોજી બેઠાં છે. મધરાતનાં ઘડિયાળાં ટણણન! ટણણન! વાગ્યાં તો યે ઊંઘ આવતી નથી. સામે બેઠી બેઠી એની રાણી કીચૂડ! કીચૂડ! હીંડોળાખાટ તાણી રહી છે. બેયને ભરજોબન ચાલ્યાં જાય છે. આંખોમાં હેતપ્રીત સમાતાં નથી. નેણે નેણુ સામસામાં હસે છે.

ત્યાં તો ઘ ર ર ર! સમળાને રૂપે માતાજી મેડીને માથે બેઠાં અને કડડડ કરતી આખી મેડી હલમલી ગઇ.

"અરે થયું શું? આભનો કટકો પડયો કે શું!" એમ કહીને વીરોજી હાથમાં તીરકામઠી લઇને મેડીએથી અગાસીમાં કૂદ્યો, કેસરીસિંહના જેવી છલંગ દીધી, અને જ્યાં મેડી ના છાપરા માથે નજર કરે ત્યાંતો વિકરાળ રૂપ!

"બોલ! ઝટ બોલ! તું ડેણ છો? ડાકણ છો? કોણ છો? બોલ ઝટ, નીકર એક તીરડા ભેળી વીંધી નાખું છું.

"ખમા! ગંગાજળીઆ ગોહીલ ખમા! ખમા! બાપ વીરાજી ખમા! દીકરા હું ડેણ નથી, ડાકણે નથી. હું તો દેવી કાળકા!"

"ઓ હો હો હો!" તીરડો ઉતારી, પાઘડીનો છેડો અંતરવાસ નાખી, હાથ જોડીને વીરોજી બોલ્યો, "ધન્ય ભાગ્ય ને ધન્ય ઘડી મારાં, કે ઘેર બેઠાં તું કાળકા દર્શન દેવા આવી! અને ધન્ય ભાગ્ય રાજા વિક્રમનાં કે બારે પ્હોર તું જેને બોલે બંધાણી! ભલે! રાજા વિક્રમ ભલે! માડી. વિક્રમ ખુશીમાં છે ને મા?"

"બાપ! વિક્રમનું તો આજ કાલ્ય કાચું પોચું સમજવું."

"કેમ માડી?"

"ચૌદ મહિને એનો દેહીકાળ!"

"એકાએક?"

"શું કરૂં? મારૂં ખપ્પર ઠાલું! મારે બત્રીસો જોવે."

"હે દેવી! દુનિયામાં બત્રીસાની ખોટ પડી કે તું વિક્રમ જેવા આભના થાંભલાને તોડી નાખીશ?"

"બાપ વીરાજી! તું યે બત્રીસલક્ષણો. તારાએ હાથપગમાં

પદ્મ કમળની રેખાયું છે. તું તારૂં માથું આપ તો રાજા વિક્રમ અગીઆરસો વરસ જીવે."

"વાહ માડી! અટાણુથી જ આ માથું વિક્રમને અર્પણ કરૂં છું. શું કરૂં ? એક જ માથું છે. પણ રાવણુની જેમ દશ માથાં હોત તો દશ વાર વધેરીને તારા ખપ્પરમાં મેલી દેત. ધરતીને માથે વિક્રમનાં આવખાં અમર કરી આપત. એ મા! વિક્રમ જેવા ધર્માવતારને માટે ડુંગળીના દડા જેવડું માથું વાઢી દેવાનું છે એમાં તો તમે આટલા બધાં કરગરી શું રહ્યાં છો ?"

"પણ ઉજેણી બહુ છેટી છે બાપ! પ્હોંચીશ બહુ મોડો."

"તમે કહો એમ કરૂં."

"લે બાપ આ ચપટી ધૂપ. સવારે તળાવમાં જઇને ઘોડાને ધમારજે. પછી આ ધૂપ દેજે. તારા ઘોડાને પાંખો આવે તો જાણજે કે દેવી કાળકા આવી'તી. નીકર કોઇક ભૂત બોલ્યું જાણજે."

એટલું કહીને ફડ! ફડ! ફડ! પાંખો ફફડાવીને માતાએ ઉજેણીના મારગ લીધા. અધરાતના આભમાં એનો વેગ ગાજવા મંડયો. નવલખ ચાંદરડાં જાણે કે આ અંધારા આભમાં ઝળળળળ! જ્યોતનો ગોળો ઘૂમતો જોઇને ફાટી આંખે જોઈ રહ્યા.

મરક મરક મોઢું મલકાવતો વીરોજી મેડીમાં ગયો.

એના હૈયામાં હરખ માતો નથી. પોતે માથું દઈને વિક્રમને જીવાડશે એ વાતનો ઉછરંગ આવવાથી એના અંગરખાની કસો કડ! કડ! કડાકા કરતી તુટી પડે છે. ત્યાં તો રજપૂતાણીનાં નેત્રોમાંથી ડળક! ડળક! આંસુડાં દડવા મંડ્યા. વીરોજી કહે–

"કેમ રે રજપૂતાણી!"

"ઠાકોર! આમ માથાં દેવાના કોલ કોને દીધા? કોને બોલે બંધાણા? પરણેતરનો ચૂડલો ભંગાવવા કેમ તૈયાર થયા? એમ હતું તો પરણ્યા શીદને?"

"ફટ રે ફટ રજપૂતાણી! નક્કી તારાં પેટમાં કોઇ ગોલીના દૂધનું ટીપું રહી ગયું. નીકર આવાં વેણ રજપૂતાણીનાં મોંમાંથી નીકળે? હે અસ્ત્રી! વિક્રમ જેવો ધરતીનો થાંભલો બચતો હોય ત્યાં તને તારો ચૂડલો અને તારી જુવાની વહાલાં લાગ્યાં? મેં તો માનેલું કે હું માથું વાઢીશ અને તું હસતી હસતી એને પાલવમાં ઝીલીશ. અસ્ત્રી! અસ્ત્રી! નવખંડ ધરતીમાં જુગોજુગ નામના રહી જાય એવો જોગ આવ્યો તે ટાણે પાપણ્યું પલાળવા બેઠી છો!"

રજપૂતાણીએ આંખો લૂછી નાખી, દોટ દઈને ભરથારને ભેટી પડી. હાથ જોડીને બોલી કે "ઠાકોર! હું ભુલી! સુખેથી સીધાવો. પણ હું કેમ કરીને જાણીશ કે તમારી શી ગતિ થઈ છે? મારે ને તમારે ક્યાંઇક છેટું પડી જાય તો?"

"હે રાણી ! લ્યો આ બે બી. એને વાવજો, પાણી પાત રહેજો, એના છોડવા ઊગશે. બેય છોડવા લીલા કંઝાર રહે ત્યાં સુધી જાણજો કે વીરાજીને ઉનો વાયે નથી વાયો; અને કરમાય એટલે સમજી જાજો કે વીરાજીની કાયા પડી ગઈ છે પછી તમારો ધરમ કહે તેમ કરજો."

સવાર પડ્યું. સ્નાન કરીને અરધે માથે બતી ઝુકાવી ઊતરીયું દુગદુગા : કાનમાં કટોડા : પગમાં હેમના તોડા દોઢ હથ્થી માનાસાઈ તંગલ ખભાનાં વારણાં લઇ રહી છે સાવઝના ન્હોર જેવો ગુસબી જમૈયો ભેટની માલીપા ધબ્યે છે : વાંસે રોટલા જેવડી ઢાલ : સાતસો સાતસો તીરનો ભાથો : નવરંગી કમાન ગળા વળુંભતી આવે છે : એક હાથમાં મીણનો પાયેલ બે સેડયવાળો ચાબુક રહી ગયો છે : બીજા હાથમાં ભાલો આભને ઉપાડતો આવે છે.

એવા ઠાઠમાઠ કર્યા. રજપૂતાણીએ કંકાવટીમાં કંકુ ઘોળીને કપાળે ચાંદલો કર્યો. ચોખા ચોડયા. પતિના પગની રજ લીધી, ત્યાં તો ચોળાફળીની શીંગો જેવી દસે આંગળીઓ-માંથી પરસેવાનાં ટીપાં ટપકયાં. આંખડીમાં મોતી જેવાં બે આંસુડાં જડાઈ ગયાં.

"લ્યો રજપૂતાણી ! જીવ્યા મુવાના જુવાર છે !"

૩

એવી છેલ્લીવારની રામરામી કરીને હંસલા ઘોડાને માથે પલાણી રજપૂત મોતને મુકામે હાલી નીકળ્યો. સરોવરની

પાળે ઘોડાને ધમારી, જે ઘડીએ ધૂપ દીધો તે ઘડીએ ખરરર! કસ્તી ઘોડાના પેટાળને બેય પડખેથી સોનાવરણી પાંખો ફૂટી નીકળી.

'જે જુગદમ્બા!' કહેતો કે રજપૂત કૂદીને હંસલાની પીઠ માથે ગયો. દેવતાઇ વિમાનની જેમ ગાજતો ઘોડો આસમાનમાં ઊડવા મંડયો. ઘોડાના પગની ઝાંઝરી અને એની ઝુલ્યને છેડે ટાંકેલી ઘૂઘરીઓ ગગનમાં રણુણુ! ઝણુણુ! રણુણુ! ઝણુણુ! થાતી જાય છે. નીચે નાની મોટી કૈં કૈં નગરીઓ હાલી જાય છે. ઘોડો હણેણુાટી દઈ દઇને આસમાનના ઘુમ્મટમાં પડછંદા પાડતો આવે છે.

બપોરની વેળા થઇ ત્યાં નીચે એક કાળઝાળ કિલ્લો દેખાણો. કિલ્લામાં સાતસાત ભોંની મેડીઓ ભાળી. એ ધુકાર શહેર ઉજેણી તો નહોય! એમ વિચારીને વીરાજીએ ઘોડાને ઉતાર્યો. પાંખો સંકેલતો સંકેલતો ઘોડો ઊતરવા મંડયો. બરાબર તળાવની પાળે આવીને ઘોડો ઊભો રહ્યો.

નગરીની સાહેલીઓ પાણી ભરવા આવી છે. અસવારને ભાળતાં જ જાણે કે પનીઆરીઓ ચિત્રામણમાં જ લખાઇ ગઈ.

"ઓહોહોહો! બાઇયું! ઘોડો જુઓ! ઘોડાનો ચડનારો જુઓ! એનાં રૂપ જુઓ! એનો મરોડ જુવો! એના મોઢા ઉપર કેવી કાંતિ નીતરી રહી છે! ઓહોહો! એના ઘરની અસ્ત્રી કેવી ગુણીયલ હશે!

એવી વાતો કરતી કરતી હોઠે આંગળી માંડીને પની-આરીઓ જોઇ રહી. ત્યાં તો ઘોડેસવાર બોલ્યો કે "બાઇયું! બેનડીયું! આ ઉજેણી નગરી ને?"

"હા....હા...હા....હા....હા" એમ સામસામી તાળીઓ દઇને પનીઆરીઓ ખડખડાટ હસવા મંડી પડી. "અરે બાઇયું, મૂંગો રહ્યો હતો ત્યાં સુધીજ માત્યમ હતું હો કે! બોલ્યો ત્યાં તો બધાય રંગઢંગ કળાઈ ગયા. અહાહાહા! વિધાતાએ રૂપરૂપના અંબાડ આપ્યા, પણ ચપટીક મીઠું નાખતાં ભૂલી ગઇ! હા–હા–હા–હા!"

ઝંખવાણો પડીને વીરોજી કહેવા મંડયો "બાઇયું! બેનડીયું! અમે પરદેશી છીએ. અમારી હાંસી કાં કરો? અમને જેવું હોય એવું કહી નાખોને?"

પનીઆરીઓએ વહાલભરી વાણીમાં જવાબ દીધો "વીરા! બાપ! ઉજેણી નગરી તો અઢીસો ગાઉ વાંસે રહી ગઇ. અને આ તો નવમો કોટ છે અવળાચંડ રાઠોડનો. ખમા મારા વીર! જો આ સામે રાઠોડુંની કચારી બેઠી."

બાર હજાર રાઠોડોની કચારી જામી છે. માટીઆરા માટી, ઢાલરા ત્રસીંગ, અવળી રોમરાય વાળા, એકબીજાને કંધુર ન નમાવે એવા વીર વીરાસન વાળીને બેઠા છે. એકને જોઇએ ત્યાં બીજાને ભૂલીએ એવા શૂરવીર! શૂરવીરાઇ જાણે ડીલને આંટો લઇ ગઇ છે.

વીરોજી વિચારે છે "હવે જો પાદર થઇને હાલ્યો જાઇશ અને રાઠોડોને ખબર પડશે તો મેણું દેશે કે, ગોહેલવાડનો ધણી અંજળી કસૂંબાની ચોરીએ મોં સંતરીને પાદરમાંથી હાલ્યો ગયો! માટે હાલ્ય એક દી' રહી, રાઠોડોના દાયરાને કસૂંબે હેડવી, પછી વળી નીકળું."

ઘોડો દોરીને દાયરામાં જાય છે ત્યાં કચારીમાંથી માણસો દોડયાં આવ્યાં, ઘોડો ઝાલી લીધો, પધારો! પધારો! કરતા પરોણાને દાયરામાં મોખરે દોરી ગયા. નામ ઠામ જાણ્યું ત્યાં તો "ઓહોહોહો! મુંગીપરનો કુંવરડો આજ અમારે ઘેરે એકલઘોડે અસવાર! ધન્ય ઘડી! ધન્ય ભાગ્ય!" એવા અવાજ થાવા લાગ્યા.

"અંજળ દાણોપાણી મોટી વાત છે." એમ કહીને વીરાજીએ પોતાના ખડિયામાંથી માળવી, કોંટાઇ, ખીલેસરી, આગ્રાઈ અને મિસરી એવાં પાંચ જાતનાં અફીણ કાઢીને રાઠોડોની સામે ધર્યાં. ખરલમાં કસરક! ભુટાક! કસરક! ભુટાક! કસૂંબો ઘુંટાવા મંડયો. આંગળી જેવી જાડી ધાર થાય તેવો કસૂંબો ગરણીમાં ગળાવા મંડયો.

સામસામી અંજળી ભરાવી, હેતુ મિત્રને રંગ છાંટી આખે દાયરે કસૂંબો પીધો.

રાઠોડોએ પૂછ્યું "ઘરેથી કયારે નીકળ્યા'તા?"

"આજ સવારે."

રાઠોડો સામસામા મરકવા મંડ્યા. "સેંકડો ગાઉને માથે મુંગીપર ! મારે વા'લે સાંભેલું રોડવ્યું !"

ચતુર સુજાણ વીરોજી કહે કે "રાઠોડ ભાઇઓ, આ ગપાટો નથી. આમ જોઇ લ્યો, જુગદમ્બાએ ઘોડાને પાંખો આપી છે. જાઉં છું વિક્રમને સાટે માથું ચડાવવા."

રાઠોડોની પાસેથી રજા માગી લઇને રેંઢે વીરોજી ચડી નીકળ્યા. સીમાડે જાય ત્યાં એક દંડીઓ રાજમહેલ : અને રાજમહેલને ફરતી સાત માથોડાં *સીણાની ખાઇ. મહેલની અંદર ઝોકાર જ્યોત બળે છે અને કોઇક મીઠી જીભવાળુ માનવી જુગદમ્બાના નામના જાપ જપી રહ્યું હોય એમ લાગ્યું.

"ભાઈ ચોકીદાર !" વીરાજીએ ઘોડો થંભાવીને પૂછ્યું, "રણ-વગડામાં આવો મહેલ શેનો ? અને આ સીણાની ખાઇ શામાટે ?"

"ઠાકોર ! અવળચંડ રાઠોડની કુંવરી આ એકલદંડીઆ મહેલમાં જુગદમ્બાની માળા જપે છે. પુરૂષ નામે દાણો જમતી નથી. એણે વ્રત લીધાં છે કે આ સીણાઈની ખાઇ વળોટે એને જ વરૂં; બીજા બધા ભાઈ બાપ !"

"તે શું અટાણુ લગી કોઇ રજપૂતનો દીકરો નથી જડયો ?"

"ઠાકોર, આંહી તો કૈંક આવ્યા. પણ પગ મૂકતાં જ આ સીણામાં ગપત થઈ ગયા, તે આજની ઘડી ને કાલ્યનો દી' ! ક્યાંય પતો નથી.

---

*'સીણો' : રાજગરો અગર રાઈ જેવું ઝીણું ખડ–ધાન્ય.

"પાણી હોય તો તરીને જાય. અગ્નિ હોય તો માથે જીવતાં માનવીનાં શરીર પાથરીને ઓળંગી જાય; પણ આ તો સીણો !"

"જે જોગમાયા !" કહીને વીરોજી ઘોડેથી ઊતર્યો. ચોકી-દારને કહ્યું કે "ભાઇ, અમારે કાંઈ કુંવરીને વરવાની અબ-ળખા નથી. અમારે ઘરે ઠકરાણાં બેઠાં છે. વળી અમે તો જાઇએ છીએ મોતને મારગે. પણ આ તો રજપૂતાણીની કૂંખ લાજે છે એટલે અમે હોડમાં ઊતરીએ છીએ."

એમ કહીને જે ઘડીએ વીરાજીએ સીણામાં ડગલું દીધું, ત્યાં તો જાણે કે વીસ ભુજાળી દેવીએ હથેળી દીધી. બીજું, ત્રીજું, ચોથું એમ ડગ ભર્યાં ત્યાં તો ડગલે ડગલે માતા હથેળીઓ દેતી આવે છે. કટ ! કટ ! કટ ! કરતો વીરોજી સીણાની ખાઇ વળોટી ગયો.

"લ્યો ભાઈ, રામ રામ." કહીને વીરાજીએ ઘોડો મારી મૂકયો. ઓ જાય ! ઓ જાય અસવાર ! ઓ જાય ખાઈનો વળોટનારો ! એવા હાકલા પડયા.

રાજકુંવરીને જાણ થઇ કે કોઇક રજપૂત એનાં વ્રત પૂરીને જાય છે. ઝરૂખેથી એણે એક ઘોડાના અસવારને જોયો. ડુંગર જેવડો ઊંચો ઘોડો, માથે ઝગારા કરતો બખતરીઓ જોધ્ધો, અને ત્રીજો, ઘોડાના પૂંછનો ઝુંડો : એમ જાણે ત્રણ ત્રણ અસવારનું જૂથ જાતું લાગ્યું.

"હાં, છોડીયું ! પાલખી લાવો."

પાલખી હાજર થઈ. કુંવરી અંદર બેઠી. અડદાવેગી, ઢોલ્યફાડય, લવીંગડી ને છોકરાંફોસલામણી, એવી ચાર બાનડીઓએ પાલખી કાંધ ચડાવીને દોટ કાઢી.

પણ ધોમ તડકો ધખી રહ્યો છે. ધરતી ખદખદે છે. આભમાંથી અંગારા વરસે છે. બાનડીઓ દોડી શકતી નથી. અને અસવાર તો ધૂળની ડમરી ચડાવતો ચડાવતો એ જાય ! એ જાય ! એ અલોપ થાય.

અસવારને અલોપ થતો જોઇ જોઇને રાજકુંવરીનું અંતર ચીરાય છે. એ હાકલ કરે છે કે "છોડીયું ! ઝટ આંબી લ્યો ! નીકર મારે જીવતે રંડાપો રે'શે."

ધબ ! દેતી પાલખી ધરતી પર મેલીને બાનડીઓ બોલી ઉઠી કે "બાઈ, ઈ રાજાને તારે પરણવો છે, અમારે નથી પરણવો. અમારે તો અમારો કાનીઓ, પીતાંબરો અને ભોજીઓ બાર બાર વરસના બેઠા છે. ઘણી ખમ્મા એને ! તારે એકલીને દોડવું હોય તો માંડય દોડવા."

એટલું બોલીને ટીડનો દેરો જાય એમ ઘરરર ! બાનડીઓ પાછી વળી ગઇ.

અંતરિયાળ રાજકુંવરી એકલી થઈ ગઈ. પણ એનાં ઘટડામાં તો બસ ! પરણું તો એને જ, બીજા બધા ભાઈ બાપ ! એમ રઢય લાગી ગઈ છે.

એણે દોટ કાઢી. ગુલાબના ફૂલ જેવાં પગનાં તળિયામાં ઝળેળા પડવા મંડયાં. ગળે કાંચકી બંધાઇ ગઇ.

"ઊભો રે'જે ઘોડાના અસવાર ! ઊભો રે'જે રજપૂતડા ! ઊભો રે'જે ચોર !" એવી ધા નાખતી રાજકુંવરી રણવગડો વીંધી રહી છે.

આઘે આઘે વીરાજીને કાને ભણકારા પડ્યા. ઘોડો થંભાવીને પછવાડે નજર કરે તો અંતરિયાળ એક અબળા ધા દેતી આવે છે.

આવીને રાજકુંવરી ભર્યે શ્વાસે બોલી કે "હે રજપૂત ! અબળાનાં વ્રત પૂરાં કરીને આમ ચોરની જેમ ચાલી નીકળ્યો ? દયા ન આવી ઠાકોર ? એમ હતું તો પછી કોણે કહ્યું હતું કે ખાઈ વળોટજે ?"

રજપૂતાણીના આંખોના ખૂણામાં લોહીના ટશીઆ આવી રહ્યા છે. વીરોજી ખસીઆણો પડીને બોલ્યો–

"હે રજપૂતાણી હું તો પાંચ દી'નો પરોણો છું. આ તો ક્ષત્રિકુળનું નાક વઢાતું હતું તેથી ખાઈ વળોટયો. પણ તમે મારી વાંસે શીદને મરવા આવો છો ? હજુ તો જુવાન છો. ઉગ્યો છે એને આથમતાં ઘણી વાર લાગશે. માટે જાવ પાછાં વળો, કોઈક સારો જુવાન જોઈને વીવા' કરી નાખજો અને જુવાનીનાં સુખ ભોગવજો."

કાનના મૂળ સુધી કુંવરીનું મુખારવિંદ લા....આ....લ ઘૂમ થઇ ગયું. એની કાયા કમ્પી ઉઠી. એ બોલી "બસ થયું રજપૂત ! રૂડાં વેણ કહ્યાં ! હવે ઝાઝું બોલશો મા નીકર આ જોઈ છે ? હમણાં મારા આંતરડા કાઢીને તમારા ગળામાં પહેરાવી દઈશ."

રજપૂતાણીના હાથમાં કટાર ઝળક ! ઝળક ! થવા માંડી. વીરોજી અજાયબ થઇ ગયો "હે કુંવરી ! હું તમને શી રીતે સાથે લઉં ? આપણે કુંવારા છીએ. ચાર મંગળ વરત્યાં નથી. તમારો છેડો અડે તો મને કેટલું પાતક ચડે !"

"સાચું કહ્યું રાજા ! પર આપણા જ વડવા આવા સમયને માટે મરજાદો બાંધી ગયા છે કે પથારી કરવી તો વચ્ચે ખાંડું ધરવું; અને બેલાડચે બેસવું તો આડો કટાર રાખવો."

એમ કહી હરણીયું કૂદે એમ છલંગ મારતી રાજકુંવરી વીરાજીની વાંસે ચડી બેઠી. વચ્ચે કટાર ઝાલી, અને બેય જણાને ઉપાડી ઝકાક ! બકાક ! ધમ ! ખરરર ! કરતો જાતવંત ઘોડો ચાલી નીકળ્યો.

રસ્તામાં બે રાત રોકાઈ ને ત્રીજે દિવસે પહોર દિ' ચડચે ઉજેણીનાં પાદરના ઝાડવાં જોયાં. એમ કરતાં પાસે પહોંચ્યા ત્યાં એક ફુલવાડી દીઠી: નારંગીના તંબુ જેવો લેલુંબ વડલો : અને વડલાની ઘટામાં મોટો દાયરો બેઠેલો.

વીરાજીએ માન્યું કે નક્કી રાજા વિક્રમનો દાયરો.

વીરોજી બોલ્યો "હે અસ્રી ! ઊતરો હેઠાં. તમને કાંઈ બેલાડ બેસાડીને દાયરામાં નહિ જવાય."

"હે રાજકુંવર ! હું કયાં જાઉં ?"

"આ નેરામાં બેસો. હું હમણાં તમારી સગવડ કરીને તેડવા આવું છું."

"રજપૂત! ભૂલી જાવ નહિ હો! ગમે તેમ તોય હું અબળા છું. એકલી છું. અંજવાળી તોય રાત કહેવાય હો!"

સાંભળ્યું, ન સાંભળ્યું, અને વીરાજીએ તો દાયરાને માથે ઘોડો હાંકયો. અને એને જોઇને એક આદમી દાયરામાંથી ઉઠીને ચાલ્યો ગયો.

"ઓહોહોહો! વીરાજીભાઇ આવ્યા: બાપ આવ્યા: વા'લા સગા આવ્યા." એમ કહીને દાયરાના આદમી બથ લઇ લઈને મળ્યા.

"વીરાજીભાઈ! રાજા વિક્રમ તમારી વાટ જોઇને અબઘડીએ જ પધાર્યા. ચાલો હવે અમે તમને તેડી જાઈએ. કોઈ બીજું હાર્યે છે?"

નીચું જોઇને વીરાજી બોલ્યા, "હા, ઠકરાણાં હાર્યે છે. ઓલ્યા નેરામાં...."

"ઠીક ઠીક ગોર! તમે જાઓ, રથ જોડીને તેડી આવો આપણાં બોનને. ઉતારામાં રાખજો. અમે ગામમાં વીરાજીભાઇનું મુકામ નક્કી કરીને ખબર દઇએ છીએ."

એમ કહીને બે આદમી વીરાજીને તેડી નગરમાં ચાલ્યા. ઉજેણીની બજારમાં તો માણસે માણસ ભીંસાઇ મરે એવો મનખો મળ્યો છે. હૈયે હૈયું દળાય છે. મેદનીમાં જઈને ઓલ્યા આદમીએ વીરાજીનો હાથ મેલી દીધો. અરે ભાઇ! કયાં ગયા! કયાં ગયા! કરતાં વીરાજી ગોતતા રહ્યા. પણ ભાઈ કેવા! ને વાત કેવી!

મેદનીને વીંધીને માંડ માંડ વીરાજી વિક્રમ રાજાના દરબારમાં પહોંચ્યા. શરમનાં માર્યા કંઇ વાત કીધી નહિ. અને રાત પડી ત્યાં બધું ય ભૂલી ગયા.

આંહીં શું થયું ? ગોરનો વેશ કાઢીને વેલડું લઇ આદમી આવ્યો. કુંવરીને ઉપાડી પડખેની હવેલીમાં તેડી ગયો. સાતમે મજલે ચઢાવી તાળું વાસી દીધું.

જાળીઆમાંથી ડોકાઈ ડોકાઇને કુંવરી નજર કરે છે. પણ કોઈ માનવી ન મળે. નીચે ઊતરવા જાય તો કમાડને તાળું ! કાળો કાગડો યે દેખાતો નથી. આ શું કૌતૂક !

સાંજ પડી. મેડી નીચે જાણે લગનનાં ગીત ગવાય છે. કોણ જાણે કોઇક પરણે છે.

રાતનો પ્હોર વીત્યો. બારણું ઊઘડ્યું. ખભામાં તરવાર, વરરાજાના પોશાક, અને દીનાનાથ નવરો હશે તે દી કોયલનાં ભુકામાંથી ઘડેલ હોય એવા કાળામશ શરીરવાળો આદમી અંદર આવ્યો.

કાષ્ટની પૂતળી સંચો દાબતાં જ કૂદકો મારે તેમ છલંગ મારીને રાજકુંવરી ઊભી થઈ ગઇ.

આવનાર પુરૂષે પૂછ્યું "બોલો છો ? કે મારા કાકાને બોલાવું ?"

"તમે કોણ છો ?"

"તમારા સ્વામીનાથ ! બીજું કોણ ! મારા કાકાએ મને કહી મેલ્યું'તું કે જે દી' હું ખૂબ ધન ધૂતી આવું તે દી' મને પરણાવે. તે આજ મને તમારી સાથે પરણાવ્યો."

"તે તમે ગોર નહિ ?"

"ગોર ખરા પણ ધુતારા ગોર."

ચતુર રજપૂતાણી બધીયે બાજી સમજી ગઇ, હવે સ્ત્રી ચરિત્ર કર્યા વગર ઉગરવાનો આરો નથી રહ્યો.

"આવો, આવો સ્વામીનાથ !" એમ કહીને એ સીસમના પૂતળાને પોતાની પાસે બેસાર્યો.

ધુતારો તો ગાંડોતૂર થઈ ગયો.

"અને આ શું ?" એમ કહીને કુંવરીએ તરવાર સામી આંગળી ચીંધી. "ઇ તરવાર ! તમે જો ના પાડી હોત તો આમ કરીને આમ તમારૂં ડોકું વાઢી નાખત, ખબર છે ?"

"અરરર ! માડી રે ! તો તો હું તમારી પાસે આવતાં બીઉં છું. આઘી મૂકી દ્યો."

"હાં ! ત્યારે એમ બોલોને !" એમ કહીને ધુતારાએ તરવાર ખીંતીએ ટીંગાડી. કુંવરીએ એને વાતોએ ચડાવ્યો. ધુતારો તો અગ્નિમાં મીણ ઓગળે તેમ ઓગળી ગયો. ભાન ભુલી ગયો.

સિંહણની જેમ કૂદીને કુંવરીએ ખીંતીએથી તરવાર ખેંચી. 'જે જોગમાયા' કહીને ઠણુકાવી. ચાકડાને માથે કુંભાર દોરી

ચડાવીને માટલું ઉતારી લ્યે તેમ માથું ઉતારી લીધું ! ધખ ! ધખ ! લોહી વહ્યું જાય છે.

થર ! થર ! થર ! થર ! રણચંડી જેવી રજપૂતાણી જાગી ગઇ. પણ હજુ લીલા બાકી હતી. જો જાણ થાશે તો મને મારીને દાટી દેશે.

ધુતારાની લાશના કટકા કર્યા. બારીમાં અને બારણામાં ટુકડા ટીંગાડયા. માતાના જાપ જપતી જાગી. સવારે કમાડ ઉપર કોઇએ સાંકળ ખખડાવી કે—

"ઉઠયને ભાઇ ! સોનાના નળીયાં થઇ ગયાં."

કમાડ ઉઘાડીને કુંવરીએ ધડ રોડવ્યું. ધડબડ ! ધડબડ ! થાતું ધડ નીચે ગયું. વોય બાપ રે ! કરતા માણસો ભાગ્યા.

બહાર નીકળીને બારીમાં જુવે ત્યાં તો હાથ, પગ ને માથું લટકે છે !

"ફરિયાદ ! ફરિયાદ ! એ રાજા વિક્રમ ફરિયાદ ! અમારા દીકરાને ડાકણ ખાઇ ગઇ."

એવો પોકર થઇ પડયો.

'હાં, છે કોઇ હાજર ?"

"એક કહેતાં એકવીસ !" એમ કહેતાં કસળોભી ને ગુમાનસંગભી ને મેરામણભી જેવા રજપૂતો ઢાલ તરવાર લેતા દોડયા. આવીને નજર કરે ત્યાં તો વોય બાપ રે ! એક

મડું! પાંચ મડાં! સો મડાં! એમ કરતાં ભાગ્યા. શરીરે રેબઝેબ પરસેવો છૂટી ગયો.

"હાં છે કે કોઇ?" રાજા વિક્રમે હાકલ કરી.

"એક કહેતા એકવીસ!" એમ કહીને મીંયા ફેંફણે ફેં, ફલાદીદૌલત, હાંડીબૂચ મલકલેરીયા દાઢી ઉપર હાથ નાખતા ઉપડયા.

"અરે સાલે રજપૂતડે કયા કર શકે!"

જ્યાં ધુતારાની મેડી સામે જાય ત્યાં તો—

"યા મેરે અલ્લા! યા ખુદા! યા નબી! સાલી મડે પર મડે ફેંકતી હે. ચલો બીબીયાંકી પાસ પહોંચ જાવે."

એમ કહીને ભાગ્યા.

રાજાની કચેરીમાં હાહાકાર બોલી ગયો. બીડદારે બીડું ફેરવ્યું. આખી કચેરીએ ધરતી સામા મોં ઢાળ્યાં.

ત્યારે વીરાજીએ ઊભા થઇને બીડું ઝડપ્યું. હથિયાર બાંધીને પોતે એકલો હાલી નીકળ્યો.

ધુતારાનાં મહેલની બારીમાંથી રાજકુંવરીએ વીરાજીને આવતો જોયો. હૈયે ધબકારા બોલી ગયા. તરવાર હેઠી મેલી દીધી. ઘૂમટો ખેંચ્યો. પાછી ફરીને ઊભી રહી. "વીરોજી કટ કટ કરતો મેડીએ ચડી ગયો. એણે પડકારી કે" "બોલ! બોલ બોલ! તું કોણ છો?"

ઘૂમટામાંથી કુંવરીએ મેણાં કાઢયા. "ધન્ય છે! વડા જળ સાપ, ધન્ય છે તને! કોઇનું પાડરૂં ખોવાય તો યે ધણી

સાંજ પડચે ખોળવા નીકળે; એને કોળીઓ ધાન ન ભાવે; સુખે નીંદર ન આવે. પણ તું! ક્યાં તારી અસ્રી! ક્યાં તારો ઘોડો! વિચાર! વિચાર! હે રાજા! વિચાર તો કર! હે રજપૂત! તેં મારે માથે ડાભડો ઉગાડચો!"

ઝબ દઈને વીરાજીએ તરવાર ખેંચી. "ડાકણ! વગડામાં મને ભરખવા આવી'તી અને હું છટકચો એટલે આ પારકા જણ્યાને ચાવી ગઈ? થઈ જા મોઢા આગળ!"

ધ્રુસકે ધ્રુસકે રોતી એ રાજકુંવરી મોઢા આગળ, અને વાંસે ઉઘાડી તરવારે વીરોજી: બેય ઉજેણીની ઊભી બજારે હાલ્યાં જાય છે. લોકોની મેદની વચ્ચે કેડી પડી ગઇ છે. નગરીમાં સમી સાંજે સોપો પડચો છે.

ભરકચેરીમાં રાજા વિક્રમ ન્યાય તોળવા બેઠા. એણે કહ્યું, "બહેન, તું મારી દીકરી છો ઘૂમટો કાઢી નાખ."

ઘૂમટો ઊંચો કરતાં તો ઝળળળ! તેજની કણીઓ છવાઇ ગઇ. રાજકુંવરીની આંખોમાંથી શ્રાવણ અને ભાદરવો મંડાણો. છાતીફાટ ધ્રુસકા મેલીને અબળાએ વિલાપ આદર્યા. રોતાં રોતાં પોતાની આખી કથની કહી બતાવી.

વિક્રમે વીરોજીની સામે જોયું. વીરોજી અદબ વાળીને નીચે માથે ઊભા રહ્યા. એણે કહ્યું—

"મહારાજ! હું ઘોર અપરાધી છું. મને સજા કરો."

વિક્રમ રાજાએ બેય જણાંને પોતાનાં બેટા બેટી કરીને પરણાવ્યાં. અલાયદો મહેલ કાઢી દીધો.

૪

અધરાત છે, પોષ મહિનાનો પવન સૂસવાટા મારે છે. વિક્રમ રાજા અને રાણી સૂતાં સૂતા ટૌકા કરે છે.. એ વખતે રાણીએ મેણું દીધુંઃ

"રાજા, માથું દેવા આવનાર બધા આવા જ હશે કે?"

"કેમ રાણીજી?"

"આજ અટાણે તમારૂં માથું લેવા માતાનો સાદ પડે તો કયાં તમારો વીરોજી આડો ફરવા આવવાનો હતો? નવી અસ્ત્રીની સોડય શે તજાય?"

"બોલો મા, બોલો મા રાણી? વીરાજીને માટે એવાં વેણ ન છાજે. બારીએ જઇને જરા સાદ તો પાડો!"

રાણીએ બારીએ જઇને સાદ દીધો "વીરાજીભાઈ!"

"હાજર છું માતાજી!" ખોંખારો ખાઈને વીરાજીએ અંધારામાંથી જવાબ દીધો.

"કયારથી ચોકી કરો છો?"

"માતાજી ઉજેણીમાં આવ્યો ત્યારથી."

"ઘેરે નથી ગયા?"

"કેમ જાઉં?"

" કાં ? "

"રાજાને ઓચીંતા તેડા આવે તો શું કરૂં ? "

પલંગમાંથી ઉછળીને વિક્રમ પણ બહાર આવ્યા. "વાહ વીરાજી ! રંગ છે રજપૂતની જનેતાને ! વીરાજી, ઘેર જાઓ."

"ના બાપુ મારે માથું પછાડીને મરવું પડે. મુંગીપરનું બેસણું લાજે."

"જા ભાઈ ! વિક્રમના સોગંદ ! જોગમાયાની દુહાઇ ! એક રાત ઘેર રહી આવ."

વીરોજી ઘેરે ગયો. પરણ્યા તે દિવસથી રજપૂતાણી રોજ રોજ રાતે વાટ જોવે છે. સવારો સવાર જગદમ્બાના જાપ જપે છે. આંખની પાંપણ પણ બીડતી નથી. આજે તો રજપૂત ઘેરે આવ્યો. રજપૂતાણીએ

મોથ વાણી, એલચી વાણી,
ખળખળતે પાણીએ ન્હાઇ,
ઘટ સમાણો આરીસો માંડી,
વાળે વાળે મોતી ઠાંસી,

શણગાર સજ્યા.

હાલે તો કંકુકેસરનાં પગલાં પડે,
બોલે ત્યાં બત્રીસ પાંખડીનાં ફૂલ ઝરે,
પ્રેમનાં બાંધ્યા ભમરા ગુંજારવ કરે.

એવી હામ કામ લોચના:
ત્રાઠી મૃગલીના જેવાં નેણુ,
ભુખી સિંહણુના જેવો કડયનો લાંક.

જાણે ઊગતો આંબો,
રાણ્યનો કોળાંબો,
બારવટીઆની બરછી,
હોળીની ઝાળ,

પુનમનો ચંદ્રમા,
જૂની વાડયનો ભડકો,
અને ભાદરવાનો તડકો.
સંકેલી નખમાં સમાય,
ઉડાડી આભમાં જાય,

ઉગમણા વા વાય તો આથમણી નમે,
આથમણા વાય તો ઉગમણી નમે,
ચારે દિશાના વાય તો ભાંગીને ભુકો થાય.

એવાં રૂપ લઇને,
થાળ પિરસી,
સુંદરી ત્રણુસેં ને સાઠ પગથિયાં ચડી,

ત્યાં તો
આવો, આવો, આવો,

એવા ત્રણુ આવકારા મળ્યા.

માન સરોવરનો હંસલો
જેમ મોતી ચરે,
એમ સ્વામીએ ત્રણ નવાલા લીધા
એમ રંગના ચાર પહોર વીત્યા.

રજપૂતાણીને આશા રહી. નવ મહિને દેવના ચક્ર જેવો દીકરો અવતર્યો. અજવાળીઆના ચંદ્રની જેમ સોળ કળા પૂરાવા માંડી. દીકરો દિ'એ ન વધે એટલો રાતે વધે, ને રાતે ન વધે એટલો દિ'એ વધે.

બે મહિનાનું બાળક થયું ત્યાં તો વીસ ભુજાળી આવી પહોંચી.

"એ બાપ વીરાજી, તૈયાર છો?"

"તૈયાર છું, માતાજી."

"પણ બાપ! વિક્રમના રક્ષણહારને મારતાં જીવ નથી ઉપડતો."

કોચવાઇને વીરોજી બોલ્યો, "માતાજી, તમે તો છોકરાંની રમત કરતાં લાગો છો."

"વીરાજી! તારો છોકરો ય બત્રીસલક્ષણો છે. આપીશ?"

"માડી, પૂછો જઇને નવ માસ ઉદરમાં વેઠનારીને. અમારો અધિકાર નથી."

માતાજીએ અધરાતે વીરાજીના ઘરનાં કમાડ ખખડાવ્યાં. રજપૂતાણી શ્રીફળ લઇને દોડી. માતા પૂછે છે—

"દીકરી ચૂડલો વહાલો છે કે દીકરો?"

"મા, વિક્રમને જોઇયે તો એકેય નહિ."

"તારો ચાંદલો ન ભૂંસું તો દીકરો ચડાવીશ?"

"માડી, કરાર કરવાના ન્હોય, ફાવે તે ઉપાડી લેજો. મારે કયાં બે ભવ જીવવું છે?"

"કાલ બેય જણાં દીકરો લઇને દેવળે આવજો."

બીજી રાતે, બરાબર બે પ્હોર જાવા દઇને પછી સ્ત્રી પુરૂષ દીકરાને તેડી હાલી નીકળ્યાં. સફરા નદીમાં માતાએ દીકરાને માથાબોળ ઝબોળ્યો.

"હાં! હાં! હાં! અરી! આ શું? જીવતો જીવ ઠરીને હીમ થઈ જાય એવી ટાઢમાં આ કેશુડાના ફૂલને પાણીમાં બોળ્યું?"

"સ્વામીનાથ! બાળકનો દેહ ગંદો હોય તો પાતક લાગે."

મંદિરમાં માતાની ભેંકાર મૂર્તિ ઊભી હતી. ઝમાળ જ્યોતો બળી રહી છે. વીરાજીએ તરવાર ખેંચી. રજપૂતાણીએ બાળકને ઝાલી રાખ્યું, દેવળના ઝોકાર દીવા જોઈને અને બાપના હાથમાં ઝળહળતી તરવાર ભાળી કુંવર ખીલખીલાટ હસવા મંડયો. રમત રમવા માટે હાથ પગ ઉછાળવા લાગ્યો.

વીરાજીએ તરવાર ઠણુકાવી. બાળકનું મરકતું ડોકું માતાના ચરણોમાં જઈ પડયું. ધડ જનેતાના હાથમાં રહી ગયું.

જનેતાથી આ દેખાવ ન જોવાયો. બાળક જાણે કે ધાવવા માટે બોલાવે છે. એણે ચીસ પાડી,

"ઠાકોર મને–મને–મને ય મારો. રાજાનાં આવખાં વધશે!"

"આ લે ત્યારે!" એમ કહીને વીરાજીએ તરવાર ઝીંકી. સ્ત્રીનું ડોકું રડી પડ્યું.

"રજપૂતાણી! ધીરી! હું યે આવું છું હો! માતાજી! રાજાને લાંબુ આવખું દેજો. અમારા રામરામ કહેજો."

એમ કહીને પોતે પોતાની ડોકે તરવાર ઘસી. માથું જઈ પડ્યું સ્ત્રી બાળકનાં માથાંની સાથે.

"હે માણુસ ભરખનારી! હે ડાકણુ! ધિઃકાર છે તને." એવી ત્રાડ દેતો વિક્રમ રાજા વાંસેથી અંધારપછેડો ઓઢીને હાજર થયો.

"આ લે, આ લે આ ચોથો ભોગ!" એમ કહીને જમૈયો પોતાની છાતી ઉપર ઉગામ્યો. ત્યાં તો—

'મા! મા!' કરતો કોઇએ હાથ ઝાલ્યો.

"મૂકી દે! મૂકી દે રાક્ષસણી! એલી, મારાં ત્રણુ માણુસ મરાવીને હવે હાથ ઝાલવા આવી છો? સવાર પડ્યે દુનિયાને હું મોઢું શું બતાવીશ?"

સોળ વરસની સુંદરી બનીને દેવી પ્રગટ થયાં. પોતાની ચૂંદડીનો છેડો ઓઢાડીને ત્રણે મરેલાંને માથે હાથ ફેરવ્યો.

ચાર પહોરની નીંદરમાંથી આળસ મરડીને જેમ બેઠાં થાય તેમ ત્રણે માનવી જાગી ઉઠયાં.

"બાપ વિક્રમ! માગ માગ!"

"હું શું માગું માડી? માગે તો આ વીરોજી, જેણે ત્રણ ત્રણ ભોગ ચડાવ્યા."

"વીરાજી! બાપ! માગી લે."

વીરોજી બોલ્યા "દેવી! હું શું માગું? મારે શી ખોટ છે? મારે માથે વિક્રમનું છત્તર છે. તું જેવી વીશભુજાળી બેઠી છો પણ જો આપતી હો તો એટલું જ આપજે, કે જેમ મરતાં સુધી હું મારા ધણીનું રક્ષણ કરવા એની મોઢાં આગળ ડગલાં માડું છું, તેમ મર્યા પછી પણ એના નામની મોઢા આગળ મારૂં નામ પણ ચાકર બનીને ચાલ્યા કરે."

"તથાસ્તુ, દીકરા!"

ત્યારથી આજ દિવસ સુધી દુનિયા જ્યારે જ્યારે વિક્રમનું નામ લે છે, ત્યારે ત્યારે

**વીર વિક્રમ**

કહે છે. આગળ વીર (વીરાજી) ને પાછળ વિક્રમ!

●

# ફુલ સોદાગર ને ફુલવંતી

દરિયાને કાંઠે મહા ગેંદલ શહેર છે. દેશ પરદેશના વહાણવટી આવીને એના બારામાં મોટા વહાણ નાંગરે છે.

શહેરમાં એક સોદાગર વસે. સોદાગર બાર બાર નૌકાઓ લઈને સાત સમુદ્રની સફરો ખેડે છે. કાશ્મીરની કસ્તુરી લાવે, અરબસ્તાનનાં ઊંટ ઘોડાં લઈ આવે, કાબૂલનો મેવો ઉતારે, સિંહલદ્વીપના હાથીદાંત, જાવાની મિસરી અને સુમાત્રાના તેજાના ભરી ભરીને પોતાના ગામને કાંઠે ઠલવે. લક્ષ્મીદેવીના ચારે હાથ એને માથે. એને ઘેર સંજવારીમાં સાચાં મોતી વળાય છે.

ઇશ્વરને ગમ્યું તે એક દિવસ સોદાગર મરી ગયો. ઘેર પચીસ વરસનો પરણેલો દીકરો રૂપે રંગે રાજાના કુંવર સરખો, પણ મોજશોખમાં પડી ગયેલો. કામકાજ સુઝે નહિ. બાગબગીચામાં બેસીને સવારથી સાંજ સુધી બંસી બજાવે.

જોતજોતામાં લક્ષ્મીદેવીનાં કંકુવરણાં પગલાં સોદાગરના ઘરમાંથી ભૂંસાવા લાગ્યાં. બાર બાર દેવતાઈ વહાણોએ માલિક વગરના મુંઝાઇને સમુદ્રનાં પાણીમાં મોઢાં સંતાડયાં.

દીકરાને બાગ બગીચામાં ગોતતી, ફુલ સોદાગરની મા આથડે છે. આંસુડે પાલવ ભીંજવતી ભીંજવતી અને પુતરને માથે હાથ પંપાળતી પંપાળતી ફોસલાવે છે કે "બેટા, તું તો સોદાગરનો દીકરો. તારે તો મહાસાગર ખેડવા શોભે. બાપની લક્ષ્મી લાજે છે, બાપની આબરૂ બોળાય છે."

સડાક ! દઈને ફુલ સોદાગર બેઠો થયો. બાપદાદાના વખતના જીવણ ખારવાનું ઘર પૂછતો પૂછતો ખારવાવાડયમાં આથડયો.

"જીવણ ડોસા ! એ જીવણ ડોસા !"

"કેમ ભાઈ ફુલ સોદાગર!" જીવણ ખારવાએ બહાર આવીને અવાજ દીધો.

"બાર વહાણ સાબદાં કરો. દરિયો ખેડવા જાવું છે."

"ભાઇ, બાર વહાણ તો ભોંઠા પડીને દરિયામાં બુડયાં છે. દરિયાપીરને ભોગ દેવો પડશે."

દરિયાને કાંઠે, ધૂપ દીપ પ્રગટાવ્યા. ચાર જોડય શ્રીફળ વધેર્યાં. પાંચ પાલીનો ખીચડો જાયો. ટચલી આંગળી કાપીને લોહીના છાંટા ચડાવ્યા.

"લેજો હે દરિયાપીર મારી આ માનતા. અને મારાં બાર વહાણને બહાર કાઢજો બાપા !"

હુ હુ હુ હુ હુ કરતાં દરિયાનાં મોજાં ઉમટયાં. અનગળ પાણીમાં મોટો મારગ પડી ગયો. પાતાળમાં બેઠેલાં બાર

દેવતાઇ વહાણુને ઉપાડીને દરિયાપીરે પાણીની સપાટીને માથે રમતાં મેલી દીધાં.

વહાણુને રંગ રોગાન કરી, તૂટેલાં તળિયાં સમારી, કોરા ધાકોર શઢ ચડાવી, જાવા સુમાત્રાની સફર માટે સાબદાં કરી દીધાં. ખલાસીઓના અવાજ સંભળાણા કે શી........યો........રા.......મ !

" હે મા ! હે બહેન ! હું જાઉં છું. બાર વરસે પાછો વળીશ. મારી વહુને જાળવજો હો ! "

સૌથી છેલ્લો ફુલ સોદાગર વહુ પાસે વિદાય લેવા ગયો. વહુનું નામ છે ફુલવંતી.

ફુલવંતીના અંતરમાં આંસુડાનાં સરોવર ભર્યાં હતાં. તેની પાળ્યો તૂટી પડી. આંસુડે એણે સ્વામીનાથના પગ પખાળ્યા. વાંભ વાંભ લાંબી વેણી વડે ભરથારની ભીની પાનીએ લૂછી. પોતાની પાસે સફેદ શંખલાની માળા હતી તે સ્વામીનાથને ગળે પરોવીને ધ્રુસકે રોતી ફુલવંતી બોલી " હે સ્વામીનાથ ! આંસુડે પલાળીને આ શંખલા ગૂથ્યાં છે. મુસાફરીમાં આ ગરીબ અબળાની આટલી એંધાણી જાળવી રાખજો. "

" મારી વહાલી ફુલવંતી ! બાર વરસ સુધી મારા રામ રામ સમજવા. માડીનું મેણું ઉતારીને પાછો વળીશ. તું તારાં સતધરમ સાચવતી રહેજે. બારણાં બંધ કરીને ધૂપ

દિવા બાળજે. જોગમાયાની માળા ફેરવજે. અને આ લે આ ખડગ, સંકટ પડે ત્યારે કામ લાગશે. ”

એટલું કહી, શંખલાની માળા લઇ પુલ સોદાગર ચાલી નીકળ્યો. વહાણુમાં ચડી બેઠો. શી....યો....રા....મ! હે....લીયા મા.......લેક! એવા અવાજ દઇ દઈને ખલાસીઓએ લંગર ઉપાડયાં. માથે વાવટા ફફડાવતાં ફફડાવતાં બારે દેવતાઈ વહાણુ, મોજાંને ચીરતાં ચીરતાં ઊગમણી દિશાએ વહેતાં થયાં.

મીટ માંડીને પુલવંતી જોઇ રહી. આઘે-આઘે બારે વહાણુના ધજાગરા પણુ જ્યારે પાણી આડા ઢંકાઈ ગયા, ત્યારે પુલવંતી ઉંડો એક નિસાસો નાંખીને પાછી વળી. કાંઠો ખાવા ધાયો.

૨

બારે વહાણુ દરિયાની છાતીને માથે બતકો જેવાં રમતાં જાય છે. પવનના પુત્ર હનુમાનજતિની મહેર થઇ છે. એટલે ઉગમણી દિશાના વાયરા શઢમાં સમાતા નથી. એમ આજ કાલ કરતાં તો છ મહિના વીતી ગયા.

છઠ્ઠા મહિનાની છેલ્લી સાંજ પડી ત્યાં એક ટાપુ પાસે પહોંચ્યા. ઝ ળ ળ ળ ળ! પૂનમનો ચંદ્રમા ઉગી રહ્યો છે. ટાપુમાંથી સુગંધી પવનનીલહેરો વાય છે. પંખીના કિળેળાટ થાય છે.

“ વહાણુ નાંગરો! ” પુલ સોદાગરે હાકલ કરી.

ધબોધબ મીંદડીઓ નખાણી, શઢ સંકેલાણાં, અને બારે વહાણ બેટને કાંઠે ઝાડવાં સાથે ભીડી દીધાં.

અધરાત વીતી. ખારવા ખલાસી ઊંઘમાં પડયા છે. એકલો ફૂલ સોદાગર પોતાની ફુલવંતીને સંભારતો સંભારતો પૂનમને અજવાળે જાગે છે. ત્યાં તો વડલાને માથે વાતો સંભળાણી :—

" અરે હે હંસી રાણી ! "

"શું કહો છો હંસલા રાજા ?"

"આ સોદાગર આપણો મહેમાન છે."

"હા !"

"આજ બરાબર વૈશાખની પૂનમ : અમૃત ચોઘડિયું : અત્યારે જો સોદાગર એને ઘેર હોય તો એની અસ્ત્રીને પેટે રાજતેજનાં ઓધાન રહે."

"હે સ્વામીનાથ ! એ તે શી રીતે બને ? અહીંથી છ મહિનાનો પંથ !"

"હે અસ્ત્રી ! વાત આકરી નથી. સોદાગર સમદરમાં સ્નાન કરી મારી પીઠ ઉપર અસવાર થઈ જાય તો એક પહોરમાં એને ઘરે પહોંચાડું. અને એક પહોરમાં પાછો આણું."

સાંભળીને ફુલ સોદાગર થડક થઇ ગયો." નક્કી આ કોઈ દેવી વાણી ! જોઉં તો ખરો, પંખી સાચું ભાખે છે કે ખોટું ?"

દરિયામાં સ્નાન કરીને ફુલ સોદાગરે સાદ દીધો.

"હે દેવતાઇ પંખી ! તમે જો સરસ્વતીના સાચા વાહન હો તો બોલ્યું પાળજો !"

ફડ ફડ પાંખો ફફડાવીને હંસલો નીચે આવ્યો. સોદાગર અસવાર થયો. જાણે વિમાન ઉડયું. પહોર વીત્યે એના ઘરના આંગણામાં ઉતારી મેલ્યો.

"ફુલ સોદાગર ! વહેલો વળજે હો ! ઊંઘ ન આવી જાય."

ઓરડાની સાંકળ ખખડાવીને સોદાગરે સાદ દીધો, "ઉઘાડો."

"કોણ બોલાવે છે ? આજ અધરાતે કોનો વિધાતા વાંકો થયો છે ? હું પતિવ્રતા અસ્ત્રી : મારા સ્વામી બાર વરસને દેશાટણે : ઘીના દીવા બાળીને હું જાપ જપતી જાગું છું. ભરથારે બારણાં ઉઘાડવાની ના પાડી છે. મારા હાથમાં ખડગ છે. ચેતજો ! દેવ હો કે દાનવ હો ! આબરૂ સોતા પાછા વળી જાજો."

"ઉઘાડો સતી, હું દેવ નહિ. હું દાનવ નહિ, હું તમારો પતિ. મને હંસલો લાવ્યો છે. વૈશાખી પૂનમનાં તમારે નસીબે રાજતેજનાં ઓધાન લખ્યાં છે. ઝટ ઉઘાડો."

"નિશાની શી ?"

"શંખલાની માળા !"

કમાડ ઊઘડયાં. છ મહિનાથી વીખરાયેલી વેણી સતીએ સમારી. સેંથે હીંગળો પૂર્યો. આંખે કાજળ આંજ્યાં.

એક પહોર વીત્યો. હંસલે સાદ દીધો "પુલ સોદાગર, ચંદ્રમાની કળા સંકેલાય છે. ચાલો ! ચાલો !"

પુલ સોદાગર ઉઠયો. પુલવંતી બોલી કે "હે સ્વામીનાથ ! માને અને બહેનને મોઢું દેખાડતા જાજો હો ! નીકર મારૂં મોત બગડશે."

સાંભળ્યું—ન સાંભળ્યું, સોદાગર તો હંસને માથે અસવાર થયો. ઘરરર ! હંસલે ટાપુના મારગ સાંધ્યા. જાતાં જાતાં મારગે હંસલે કહ્યું "હે પુલ સોદાગર, તને એક વાત કહેતાં વિસરી ગયો છું. રાજતેજની જનેતાને માથે વસમાં વીતકો વીતશે હો ! તું તો બાર વરસે પાછો વળીશ. અને આ શંખલાની માળા તું કયાંઇક હારી બેસીશ. એ માળામાં તારી પુલવંતીનો ઉગારો છે. માટે મને દેતો જા !"

"અહાહા ! દેવપંખી ! તારા ગણુના તો માથે ડુંગરા ચડયા, માથું વાઢી દઉં, પણ મારી અસ્રીની એકની એક એંધાણી કેમ આપું ?"

હંસલો કાંઈ બોલ્યો નહિ. તરવાર જેવી એની પાંખોએ સામી દિશાના સુસવાટાને વાઢતાં વાઢતાં મહેમાનને બેટના વડલા નીચે પહોંચાડી દીધો.

લંગર ઉપાડી, શઢ ચડાવી, 'શી...યો...રા....મ'ના નાદ ગજાવી, ખલાસીઓએ વહાણુ હંકારી મૂકયાં.

૩

પ્રભાતનાં પંખી બોલ્યાં ને ફુલ સોદાગરને ઘેરે ફુલ સોદાગરની ખુંધાળી બહેન જાગી. જુવે તો વાસીદું વાળેલું નહિ, વાંસણુ માંજેલાં નહિ, અને પાણીના ગોળા ઠાલાં ઠણુકે છે.

"વા....હ ! મોટી બાદશાજાદી હજુ યે જાગી નથી કે ?"

એમ કહીને ખુંધાળી નણંદ ભોજાઇના ઓરડાની તરડમાંથી જુવે છે. ઓરડામાં એણે શું જોયું ?

હાય હાય ! ઝુમ્મરમાં દીવા બળે છે. પલંગમાં ભોજાઈ પોઢેલી છે. એના વેશ કેશ ચોળાણા છે. એની આંખનાં કાજળ રેળાણું છે.

"અ ર ર ર ! પાપણી ! પતિવ્રતાના ઢોંગ કરનારી ! નભાઈ કુળબોળામણુ ! મારો ભાઈ વિદેશે, ને તું વૈભવ કરછ ?"

"માડી, એય અભાગણી, ઊઠ, આવીને તારી વહુના આચાર તો જો ! અરે આડોશણુ પાડોશણુ બેન્યું, આવો, આ આબરૂદારની દીકરીના દેદાર તો દેખો !"

આડોશણુ પાડોશણુ એકઠી મળી, હોઠે આંગળી મેલી નાકનાં નાખોરાં ફુલાવી, નિંદા કરવા મંડી.

"માડી રે ! સાત પેઢી લજાવી ! સહુનાં મોત કરાવ્યાં ! અમને–પાડોશીને કલંક ચડાવ્યાં !"

નણંદબાએ સાવરણી લીધી. ધડ ! ધડ ! ધડ ! સૂતેલી ભોજાઇને ઝાપટવા મંડી. પછી લીધું ખાસડું.

સ્વામીનાથનાં સોણાંમાંથી સતી જાગી. જુવે ત્યાં સાવરણીની તડાપીટ : સાત સાત ખાસડાંના માર : પાડોશણોના ઘેરેઘેરા : કાળો કળેળાટ બોલે છે. કાગડીઓ જાણે મેનાને પીંખે છે.

"નણદીબા ! નણદીબા ! મારો કાંઇ વાંક ? કાંઈ ગનો ?"

મેલ્યાં દાદા ને મેલી માવડી
મેલ્યાં સૈરું કેરા સાથ જો,
નણદી, તમારા વીરને કારણે
મેલ્યાં ભાઈ ને ભોજાઈ જો.
મેલી પીયર કેરી પાલખી
માન્યાં સરગ સાસરવાસ જો,
સાસુને માન્યાં સગી માવડી,
તમને માન્યાં મોટી બેન જો.
આજ રે અમી તમારાં ઓસર્યાં
એવાં કીયાં ભવનાં પાપ જો.
ઓલ્યે જન્મારે માને ધાવતાં,
મેં શું કરડ્યાં એનાં થાન જો !

પણ એના વિલાપ કોણ સાંભળે ?

નણદે ભોજાઇનાં ચીર ચીરી નાખ્યાં, ગુણપાટનું ઓઢણું ઓઢાડયું, ચોટલો ઝાલીને બારણે કાઢી, કહ્યું "જા રાંડ કુલટા ! જંગલમાં જઇને ઝુમ્મર બાળજે, વેણી ઓળજે ને કાજળ આંજજે !"

.. પુલવંતી સમજી ગઈ. હાય! સ્વામીનાથ માને અને બેનને મળવું ભૂલ્યા. કોની સાક્ષી આપું? શી રીતે પારખું કરાવું?

બોલી નહિ. ચાલી નહિ. નણંદના ધક્કા ખાતી ખાતી, ધૂળમાં રોળાતી રોળાતી, રોતી રોતી, રણવગડાને રસ્તે ચાલી.

૪

પદમનાં ફૂલ જેવી પાનીઓ રસ્તે ચીરાય છે. ચંપાની કળી જેવી આંગળીઓમાં કાંટા પરોવાય છે. વાસુકી નાગ જેવો ચોટલો ઝાળાં ઝાંખરાંમાં અટવાય છે. રેશમ શી' સુંવાળી કાયા ઝરડ! ઝરડ! ઉઝરડાય છે. આંસુડે ડુબેલી આંખોને રસ્તો સૂઝતો નથી. તો યે પુલવંતી ચાલી જાય છે—ચાલી જ જાય છે.

આંસુડે માટી ભીંજાઇને ગારો થઇ ગઇ. માથાં પછાડી પછાડીને શિલાઓ તોડી નાખી. સાત સાત મહિના એમ વીત્યા. ત્યારે ઝાડવામાંથી પંખીડાં બોલ્યાં કે "સોદાગરની અસ્રી! આ શું કરી રહી છો! વિચાર વિચાર, તારા ઉદરમાં તો રાજતેજનાં ઓધાન રહ્યાં છે."

"હા! સાચું! સાચું!"

પુલવંતી ઊઠી, કાયાને સંભાળવા માંડી. ઝાડવાની છાલનાં લૂગડાં પહેર્યાં. મોવાળા મોકળા મેલીને જોગણ બની. પંખીડાં ચાંચમાં ઉપાડીને ફળ ફૂલ આણી આપે, તે આરોગીને સતી પેટ ભરે છે. હાથમાં વાંસડાની ડાંગ લઇને ફરે છે.

રાત પડી ને એકાએક વગડામાં અજવાળું થયું. કોઇનાં પગલાં સંભળાણાં.

"કોણ છે?" સિંહણ જેવી જોગણ ડણુકી.

"માનવ હો કે દેવ દાનવ હો! ખબરદાર, ડગલું દીધું તો લોહી ચૂસી જઇશ."

ઝાડવાંની ઘટામાં એક માનવી છે. એક હાથમાં મશાલ: બીજા હાથમાં કુવાડો: અને કઠિયારો મધ પાડવા જાય છે.

"માતા! જોગમાયા! હું તો ગરીબ કઠિયારો છું."

એમ કહીને થર થર કાંપતા કઠિયારાએ હાથ જોડયા.

"જે સતવાળી! જે ચોસઠ જોગણી માયલી! આજ મારો અવતાર ફળ્યો. બોલ માતા, કહે તો પ્રાણ કાઢી આપું."

"ભાઇ, વીરા, હું દુઃખીયારી અસ્રી છું. તારી આગળ એક ભિક્ષા માગું છું."

"માવડી, માનવીને વેશે તું ભિક્ષા લેવા આવી દેખાછ. માગ, તું કહે તે કરૂં."

"વીરા, એક મઢુલી બનાવી દઇશ?"

જોતજોતામાં તો કઠિયારે ડાળ્ય પાંદડાની ઝૂંપડી ઊભી કરી. ફરીવાર આવીને કઠિયારે હાથ જોડયા.

"ભાઇ, પેટ શી રીતે ભરછ?"

"માડી આ લાકડાંના ભારા વેચીને."

ઊંચે નજર કરે ત્યાં જોગણ થંભી ગઇ. આહા! આ તો ચંદણનું ઝાડ.

એક ડાળી ભાંગીને જોગણે કહ્યું, "લે ભાઇ, આ ચંદણ. કોઈ સાચા સોદાગરને જઇ વેચજે. લેનારની સાથે ભાવ તાલ ઠેરાવીશ મા. જે આપે તે લઈને મારી પાસે આવજે."

હાથમાં કુહાડો અને માથે ચંદણનું કાષ્ટ. કઠિયારો છૂટ્યો. સોદાગરને ગોતતો ચાલ્યો. ગામેગામ પાટકે, પણ ચંદણનો મૂલવનારો સોદાગર ક્યાંથી ભેટે?

૫

સવાર થયું. બપોર ચડ્યા. આજ કઠિયારો ઘેરે કાં ન આવે? રોટલા ઠરી ગયા. ખરા બપોરનાં ગધેડાં ભૂંકવા માંડયાં. કઠિયારણે ભાત શીંકે ચડાવ્યું. નીકળી ગોતવા. "પીટયા કઠિયારા! એ રોયા કઠિયારા!" એવા સાદ પાડે, પણ હોંકારો કોણ આપે?

એકાએક ઝાડને છાંયડે ઝૂંપડી, અને ઝૂંપડીને બારણે કોઈ જોગણ જોઇ. છાલનાં લૂગડાં: આંખો આંજે એવાં રૂપ: પૂરા મહિના જાતા હોય એવું ઓદર: જાણે ઈંડાં મેલવા તૈયારી કરતી ઢેલડી: વગડામાં જ્યોત છવાઇ ગઈ છે.

ઊભી ઊભી મારગને માથે મીટ માંડતી ફુલવંતી બોલે છે કે "કઠિયારા, રે ભાઇ કઠિયારા! હવે પાછો વળ. ચંદણ વેચીને પાછો વળ. મારે વેળા થાય છે"

'આ...હા!' કઠિયારણ સમજી ગઇ. "પીટયે જંગલમાં નવી બાયડી પરણીને નવાં ખોરડાં બાંધ્યાં."

કઠિયારણને ભાળતાં જ પુલવંતી ઝૂંપડીમાં પેસી ગઇ. માંહેથી બારણું વાસ્યું.

"ઉઘાડય! ઉઘાડય! બ્હેન! કઠિયારો આવ્યો!"

ઉઘાડે ત્યાં તો ડાકણ જેવું રૂપ દેખીને પુલવંતી ઢળી પડી. એને સૂવાવડની વેણ્ય આવવા મંડી.

"નભાઈ શોકય! દીકરી આવે તો દૂધ પીતી કરૂં ને દીકરો આવે તો ઉઝેરી મોટો કરૂં, ઊભી રે'જે."

ઝાડ ઉપરથી લક્કડખોદ બોલ્યો "કઠિયારણ, નગરીમાં જા ને સૂયાણીને લઇ આવ!"

કઠિયારણ ઉપડી. નગરીના રાજાની રાણીને પૂરા મહિના જાય. નોબત નગારાં વાગે, જોષીડા જોષ જોવે, અને ભુવા દાણા જોવે, પણ બાળક અવતરતું નથી. બરાબર દરબારગઢની દેવડીએ ગાંગલી ઘાંચણ સામી મળી.

અઢીક હાથનું કાઠું: પાકલ જાંબુડા સરખો વાન: મીંઝરી આંખો: ઓડયથી ઊંચાં બાબરકાં, ચાર ચાર તસુ પગની નળીઓ: ચોથિયા વા પગ: પીંજારાના ઘરનો જાણે ગોળીટો! ખભે સાડલો: મંતર તંતર જાણે: આભામંડળનાં ચાંદરડાં હેઠાં રમાડે: એવી ગાંગલી ઘાંચણ.

"ગાંગલી મારી! એ ગાંગલી મારી! એક વાત કહું."

માશીએ કઠિયારણની વાત સાંભળી. બેય વગડામાં પહોંચ્યા.

ઝૂંપડી આગળ જાય ત્યાં તો પંખી ! પંખી ! પંખી ! પંખેરૂં કયાંય માય નહિ. પોપટ મેના ને પારેવાં, મોર સુડા ને બાપૈયા, જાણે ધોળ મંગળ ગાય છે. હરણીયાં મોંમાંથી તરણાં છોડીને થોકે થોકે ઝૂંપડીએ ઊભાં છે.

બરાબર અધરાત છે. ઝૂંપડીમાંથી ઝળાળળ અજવાળાં છૂટે છે. પશુ પંખી જોવા મળ્યાં છે.

બેય ડાકણો અંદર જઇને જુવે ત્યાં માતાના થાનેલા ચસકાવતો, દેવના ચકકર જેવો બેટડો રમે છે. લલાટમાં રાજતેજ ઝગારા કરે છે.

અ......ચ્છીં ! છોકરાએ છીંક ખાધી. ત્યાં તો નાક-માંથી સાચાં મોતી ઝર્યાં. બગાસું ખાધું, ત્યાં હીરા ઝર્યા.

"અ હા હા હા ! ચાંપલી માસી, કામ પાક્યું. છોકરાને ચોરી જાયીં."

પણ માની છાતીએથી ઝૂંટતાં જીવ કેમ કરીને હાલે ? રસ્તે થઇને ચૌદ ચોર નીકળ્યા. ચોરોએ સાંકળ ખખડાવી.

"કોણ તમે ?"

"માશી, ઈ તો અમે !"

"ઓહો, ભાણેજડાઓ ! અંદર આવો.'

અંદર જઇને ચોર જુવે ત્યાં તો મૂર્છામાં પડેલી ગરીબડી માતા અને પડખામાં પોઢેલો કુંવર. એની આંખડીમાં કાંઈ સ્વપ્નાં હસે છે ! કાંઈ કિરણો રમે છે !

"ભાણીઆઓ ! આ છોકરોને ઉપાડી લ્યો !"

"અરરર માશી ! માને થાનેલીથી છોકરૂં વછોડાય ? તો તો ધરતી માતા અમારાં પાપનો ભાર શેં ખમશે ?"

ચોરનો જીવ નથી ચાલતો. એકબીજાને ધકેલતા આઘા ભાગે છે. એ જોઇને ગાંગલી માશી દોડી.

"ઊભા રો' મારા પીટયાઓ ! તમને મેલડી ભરખે ! ઉપાડો છો કે ચૌદેયને કાગડા કરી મૂકું ?"

ચોર બિચારા શું કરે ? ગાંગલી માશી ડાકણ હતી. આંખે પાટા બાંધીને ચોરોએ માની ગોદમાંથી ઊંઘતા છોકરાને ઉપાડયો. ચૌદ ચોર, ગાંગલી માશી અને કઠિયારણ ભાગ્યાં.

વગડામાં પ્રગટેલો દીવો ઓલવાઈ ગયો. પશુ પંખી પોકાર પાડવા મંડયાં. ઝાડ માથેથી પાંદડાં ઝરી પડયાં.

૬

સુવાવડી ફુલવંતીને શુદ્ધબુદ્ધ આવી. પેટમાં આગના ભડકા બળે છે. ઊઠીને મા પોતાના પડખામાં જુવે તો, હાય હાય, દીકરો કયાં ?

દીકરા વિના માતા આંધળી બની, સાધ ભૂલી, બહાવરી થઇને ભાગી. ઝાડવે ઝાડવે ગોતતી ભાગી. વગડો જગાવી મેલ્યો. પશુ પંખી સમજ્યાં કે અગ્નિની જીવતી ઝાળ દોડી જાય છે. વિલાપ કરતી જાય છે કે

કીયે જનમારે મોરી માવડી
મેં તો કીધાં આવડાં પાપજો,
ધાવંતાં વાળ્યાં નાનાં વાછરૂ
લાગ્યા ગાયુંના નિઃશ્વાસ જો.
માતાને થાનેલેથી કયે ભવે
કેનાં ઝંટાવ્યાં મેં બાળ જો.
કાચાં રે ફળ હશે તોડીયાં
રોતાં મેલ્યાં ઝીણાં ઝાડ જો.
કાં તો બની રે કાળી નાગણી
ખાધાં પંખીડાંનાં બાળ જો.
આજે એ પાતક મુજને લાગીયાં
મારૂં ચોરાણું રતન જો !

ચોધાર રોતી ફુલવંતી છૂટી. દોડી, દોડી, દોડી; પહાડ, ખીણ, કોતર જોતી ગઈ. દરિયાને કાંઠે જતી થંભી. ઊંચે આભ, નીચે પાણી, ચોગમ પવન ! બીજું કોઈ ન મળે. દોડીને પાણીમાં ધુબકો માર્યો. ઘડીવારમાં તો એને માથે મોજાં ફરી વળ્યાં.

બરાબર એજ ટાણે આઘે આઘે દરિયાની અંદર, ફુલ સોદાગરના બાર વહાણ હાલ્યાં જાતાં હતાં, તેમાં ફુલ સોદાગરને ગળે પહેરેલી માળા સરકી, એકસો ને આઠ શંખલા દરિયાંનાં નીરમાં ડૂબી ગયાં !

૭

રાતનો છેલ્લો પહોર છે. ચોકીદાર ઊંઘે છે. ચૌદ ચોરને રવાના કરીને ગાંગલી અને કઠિયારણ રાજમહેલમાં પેઠાં. રાણીવાસમાં રાણીને મુવેલો દીકરો અવતર્યો છે. રાણી યે મરી ગયેલી છે. કોઈને ખબર નથી.

કાખલી કૂટતી કૂટતી ગાંગલી બોલી "કઠિયારણ, એલી કઠિયારણ, ઝટ કર! તું રાણી, ને આ છોકરો રાજકુંવર! ભારે લાગ આવ્યો."

બેય જણીઓએ રાણીને અને મરેલા રાજકુંવરને બાંધી નદીમાં ફગાવી દીધા. રાણીના પોશાક પહેરીને કઠિયારણ સૂતી. પડખામાં કુંવરને પોઢાડયો.

ગાંગલી બોલી ઉઠી "વધામણી! રાજા વધામણી! રાણીજીએ કુંવર જણ્યો."

વાહ કુંવર! વાહ રૂપ! વાહ રાજતેજ રાજમાં ઢોલ નગારાં ધ્રુસકવા મંડયાં.

"પણ અરે બાઈ! રાણીજીનું મોઢું કેમ બદલી ગયું?"

ગાંગલી બોલી "એ તો સુવાવડને લીધે. રાણીજીનાં રૂપ તો કુંવરની કાયામાં ઊતરી ગયાં."

"સાચી વાત! સાચી વાત!"

માણસોએ તો માની લીધું. કઠિયારણ રાણી થઈ બેઠી. કુંવરનું નામ પાડયું રાજતેજ. રાજતેજ મોટો થાય છે. છીંક

ખાય ત્યાં તો મોતી ખરે છે. ભણી ગણી બાજંદો થાય છે. રાજકચેરીમાં આવે જાય છે.

૮

દરિયામાં જે દિ' ફુલ સોદાગરના ગળામાંથી શંખલાની માળા પડી ગઇ, તે દિ'થી સોદાગર એની ફુલવંતીને વિસર્યો છે. પગ ઉપર પગ ચડાવી, વહાણની અગાસીએ બેઠો બેઠો દેશદેશાવર રોજગાર કરે છે. એને ઘરબાર સાંભરતાં નથી.

શંખલાની માળા ડૂબવા માંડી. એકસો આઠ શંખલાને ફુલવંતીનાં આંસુડામાં ભીંજાયે ઘણા વરસ વીતેલાં. આજ વળી ખારાં નીર ખાધાં. એટલે માળાનો ભાર વધ્યો. ડૂબતી, ડૂબતી, ડૂબતી, માળા તો તળિયે પહોંચી.

તળિયે નીલમની એક રૂપાળી શિલા. અને શિલા ઉપર બેઠી બેઠી હંસી એનાં ચાર ઈંડાં સેવે. શંખ દેખીને હંસી ચણવા જાય ત્યાં તો આખી માળા દેખી. ઇંડાંની વચ્ચે એણે તો માળાને ગોઠવી દીધી.

બાર બાર વરસે હંસીનાં ઈંડાં ઊઘડયાં. અંદરથી ચાર બચ્ચાં નીકળ્યાં. સમુદ્રની સપાટી માથે લાંબી લાંબી ડોક કાઢીને હોંશે હોંશે હંસીએ સાદ દીધો "હંસારાજા ! ઓ હંસારાજા !"

આભમાંથી ઊતરીને હંસે હંસીની ચાંચમાં ચાંચ પરોવી. બેય પંખી તળિયે ઊતર્યાં. ત્યાં તો બચ્ચાંને બચ્ચી કરતા કરતા

હંસલે શંખલાની માળા દેખી. આહા! હંસીરાણી! આ તો ફુલ સોદાગરની માળા! હાય હાય! સોદાગરે માળા ગુમાવી હશે, સતીને ય વિસારી હશે."

માળા લઈને હંસ હંસી બચ્ચાં સોતાં ઉડ્યાં. રાજા રાજતેજની રાજનગરીને સીમાડે, નદીને કાંઠે વડલો હતો, તેને માથે માળો બાંધ્યો.

એક દિવસ હંસ સમુદ્રમાં ગયો છે. હંસી ચારો લેવા ગઈ છે. એવે વાંસેથી બચ્ચાં વઢયાં. માળાનાં તરણાં વીંખાણાં. અને શંખલાની માળા નીચે સરી પડી.

ધનુષ્યધારી રાજા રાજતેજ ઘોડે ચડીને શિકારે નીકળ્યો છે. ત્યાં વડલાની નીચે એણે માળા દેખી. આહાહાહા! આ તો શંખની માળા! કોટે પહેરીને કુંવર પાછો ગયો. માળા પહેરતાં જ કુંવરની છાતી ઠરીને હીમ કાં થઇ ગઇ?

માથે ચંદણની ડાળ મેલીને કઠિયારો આથડે છે, પણ એવો કોઈ સોદાગર ન મળે કે જે ચંદણનાં મૂલ મૂલવે. ભમતાં, ભમતાં, બાર વરસે એક બંદર ઉપર બાર વહાણ ઠલવાતાં ભાળ્યાં. સોનેરી લૂગડે સોદાગર ભાળ્યો. સોદાગર પૂછે છે કે "શું છે ભાઈ?"

"જોગમાયાએ વાઢી દીધેલી ચંદણની ડાળ છે. શેઠીઆ, મત્યા હોય તો મૂલવજો."

સોદાગર નજર કરે ત્યાં ચંદણ ઉપર 'ફૂલ' ચીતરેલું.

"આ હા હા! મારી ફુલવંતી કાં સાંભરે? અચાનક?"

ચંદણને હૈયે ચાંપ્યું ત્યાં તો છાતીમાં ધબકારા બોલ્યા "રે ભાઈ! શું આપું? હીરા? માણેક? મોતી? બોલ્ય, માગ્ય એ આપું."

"ના શેઠ, એના મૂલ હું શું જાણું? મારી માતાજીએ કીધેલું છે કે જે આપે તે લઈ લેજે."

"કોણ તારી માતા?"

"જટાવાળી જોગણ: ફુલ સોદાગરના જાપ જપે છે. રણ-વગડે રોઈ રોઇને પશુપંખીને રોવરાવે છે. એને પેટે પૂરા દિ' જાય છે."

સોદાગરને ડીલે પરસેવો વળી ગયો. માથું ભમવા મંડયું. એણે પૂછ્યું "ભાઇ કઠિયારા, એનો ભેટો કરાવીશ?"

"હા હાલો!"

બારે વહાણ વહેતાં થયાં. કઠિયારો માર્ગ દેખાડે છે.

રાજનગરીની નદીના આરાને માથે "ટણણં! ટણણં! ડંકા વાગ્યા, બારે વહાણનાં લંગર પડયાં. મોખરે સોનેરી લૂગડે સોદાગર બેઠો છે.

"હાં કોઈ છે કે?"

"એક કહેતા એકવીસ, મહારાજ!"

"આપણે પાદર આ ડંકા કોના? એવો બે માથાળો કોણ? બાંધીને હાજર કરો!"

કટક લઈને કોટવાળ છૂટયો. આવીને એણે બારે વહાણુને કડી દીધી. પુલ સોદાગરને બાવડે બાંધી, પગે બેડી નાખી, કચેરીમાં ખડો કર્યો.

"આહાહા ! રાજાની ડોકે શંખલાની માળા ! મારી પુલવંતીએ દીધેલી જ એ માળા !" સોદાગરની આંખમાં અમી ઊભરાણાં. જાણે પેટનો દીકરો પારખ્યો.

"એ ભાઈ, રાજાનું નામ ?"

"રાજતેજ."

"બસ, એ જ મારો દીકરો ! મારૂં પેટ ! મારાં બાર વહાણુનો વારસદાર !"

"વોય મારો બેટો !" કોટવાળે બંદૂકના કુંદા માર્યા.

"રાજાનો બાપ બનવા આવ્યો છે ! પૂરી દ્યો ધુતારાને તુરંગમાં."

ધક્કે ચડાવીને સોદાગરને કેદખાને ઉપાડી ગયાં.

પણ રાજકુંવરની આંખમાં આજ આંસુડા કેમ આવ્યાં ? આજ કચારીમાંથી એનું અંતર કેમ ઊઠી ગયું ?

"કોટવાળ ! આજ કચેરી બરખાસ્ત કરો !"

૯

પણે દરિયામાં પડેલી પુલવંતીનું શું થયું ?

બાર બાર વરસ સુધી બિચારીને પાતાળમાં નીંદર આવી ગઈ. નાગ પદમણીની દીકરીઓ એને વીંટળાઈને વીંઝણા ઢાળતી,

અગર ચંદનના લેપ કરતી, અને અમીની અંજળી છાંટતી બેસી રહી. અકેક વરસ વીતે અને ઊંઘમાંથી ઝબકીને સતી "સોદાગર ! સોદાગર !" "રાજતેજ ! રાજતેજ !" એવા સાદ પાડે, વળી પાછી પોઢી જાય.

નાગ પદમણીએ સતીને પંપાળીને આંસુ લૂછ્યાં; "દીકરી ! તારા સ્વામીનાથ મળશે ને બેટો ય મળશે !"

"ક્યારે ?"

"પહેલાં ન્હા, ધો, ખા, પી, પછી કહું."

નવરાવી ધોવરાવી, ખવરાવી પીવરાવી, પરવાળાંની સાડી અને પારસમણિનો હાર પહેરાવીને ફુલવંતીને નાગપદમણી દરિયા કાંઠે તેડી ગઇ.

"દીકરી, ચારે દિશાના વાયરા તપાસી જો તો ? શીતળ લેર ક્યાંથી આવે છે ? ને ગરમ લૂ ક્યાંથી આવે છે ?"

છાતી ઉપરથી પાલવ ખસેડીને સતી ઉગમણી ઊભી, આથમણી ઊભી, દખણાદી ઊભી, પણ જ્યાં છાતી ઉઘાડીને ઓતરાદી ઊભે ત્યાં તો—

આહાહા ! સતીના થાનેલા ફાટ ફાટ થાય છે. ધાવણની ધારો વછૂટે છે, અમૃતનાં જાણે ફુવારા ઉછળ્યા.

"બસ, બેટા ! ઓતરાખંડમાં તારો પુતર જડશે. ચાલી જા."

"કેમ કરીને ચાલું માડી ?"

પદ્મમણીએ સાદ પાડયો, "પવન દેવતા !"

હુ હુ હુ ! સૂસવાટા સંભળાણા.

"જાવ દેવ ! દીકરીને તેડી જાવ."

સૂસવાટા મારતી પુલવંતી ઉપડી. સાડીનો સઢ ફુલાણો. દરિયાને માથે જાણે નૌકા છૂટી. વાહ રે વાહ ! પાણી ઉપર માનવી ચાલ્યું જાય !

મોજાંને માથે અસવારી કરીને છ મહિનાનો પંથ કાપ્યો. અધરાતે એક ઠેકાણે આવી, ત્યાં તો ફરીવાર થાનેલા છલકાયા. દૂધના ફુવારા ચડયા. સરોવરને કિનારે ઝાડ હેઠળ બેઠી. એ જ રાજા રાજતેજની રાજનગરી.

પ્રભાત પડે ને કહિયારણ રાણી સરોવરમાં ન્હાવા આવે. એમાં આજ રાંડે પુલવંતીને ઓળખી. "દાસીયું ! દોડો દોડો, આ ડાકણને મારો !"

પુલવંતીને મારી, ધકેલી, એક ઉંડા ખાડામાં ભંડારી, માથે મોટી શિલા ચાંપી દીધી.

રાજા રાજતેજ ગોઠીયાઓને લઇને સરોવરે ન્હાવા આવે છે. ઓહો ! આજે તો કાંઇ ન્હાયા ! કાંઇ ન્હાયા !

"હાશ ! આવી શીતળ કાયા તો કદી યે નહોતી બની. જરાવાર આ શિલા માથે વિસામો ખાઇ લઉં."

શિલાને માથે બેસતાં જ કુંવરનાં નેન ઘેરાણાં. પાંપણના પડદા બીડાણા. કદી યે નહોતી આવી એવી નીંદરમાં કુંવર પડયો.

પણ આ શિલાની નીચે કોણ રૂવે છે ?

બાર વર્ષે રે મારો બેટડો મળીયો,
હૈયાનાં ધાવણ હાલ્યાં જાય જો,
પોઢો પોઢો રે પુતર છેલ્લી આ વારના,
માતાનો જીવડો નો રોકાય જો.

પ્રધાનનો પુતર, વજીરનો પુતર, કોટવાળનો પુતર ચકિત થઇને સાંભળે છે. "આ તો ભારી કૌતક ભાઇ ! કાલ્ય સોદાગર આવ્યો, કહે કે 'હું કુંવરનો બાપ !' આજ વળી શિલા રૂવે છે કે 'હું કુંવરની મા !' ચાલો, રાજકુંવરને જગાડો."

રાજકુંવર જાગ્યો. "મા ! મા ! માડી !"

"કોને બોલાવો છો કુંવર ?"

"આ શિલાની નીચેથી મને મારી જનેતાનો સાદ સંભળાય છે. ભાઇ, શિલા ઉખેડો તો !"

પચાસ મણની શિલા ! કોનાથી ઉપડે ?

રાજતેજની ટચલી આંગળી જ અડી, ત્યાં શિલા ફૂલની માફક ઊઘડી, હેઠળ જુવે ત્યાં જનેતા સૂતેલી. માના થાનેલામાંથી ધાર છૂટી.

મા ! મા ! મા ! કહેતો કુંવર માતાને બાઝી પડયો. પોતાને ખભે બેસાડીને દરબારમાં તેડી ગયો. દોડયો પોતાની કઠિયારણ માની પાસે.

"માડી સાચું બોલો ! મારી સાચી મા કોણ ? "

"અરરર ! બેટા, આવું કેમ પૂછછ ? કોણ ડાકણની તારે માથે નજર પડી ?"

કુંવર કોળિયો ધાન ન ખાય કે ન ટીપું પાણી પીવે. સૂતાં કે બેસતાં એને ઝંપ નથી.

"પ્રધાનના કુંવર બધસાગરા ? પારખું કેવી રીતે કરૂં ? એમાંથી કઇ માતા સાચી ?"

"પારખું છે. બે ય માતાને દરબારમાં ઊભી રાખો. જેના થાનેલામાંથી ધાવણ છૂટીને તમારા મોંમાં પડે તેજ સાચી જનેતા : બીજી ધૂતારી."

"ગાંગલી મારશી ! એ ગાંગલી મારશી ! ઝટ મને તેજાના ખવરાવો, મસાલા ખવરાવો, બાર જાતના ઓસડીઆં ખવરાવો. ઝટ મારે થાનેલામાં દૂધ જોવે. નીકર આપણને બેયને ઘાણીએ ઘાલી તેલ કાઢશે."

ધૂતારણે તો બાર જાતનાં ઓસડીઆં અને તેર જાતના મશાલા ખાધા. ધોળી મૂસળી ખાધી ને કાળી મૂસળી ખાધી. કેસરીઆં દૂધના કઢા પીધા. અને આખી રાત જાગીને જોયા કરે કે ધાવણની ધાર છૂટે ! પણ થાનેલામાં ટીપું ય દૂધ આવતું નથી.

બીજે દિ' પ્રભાતને પો'ર દરબારમાં માનવી માતાં નથી. પંખીડાં ય પાંખો બીડીને બેઠાં છે. ઝાડવાં ઉપર પાંદડાં ય હલતાં નથી. પવન પણ થંભ્યો છે. રાજા રાજતેજ સિંહા-

સન પર બેઠો છે. થોડા પાણીમાં માછલું તરફડે એમ એનો માવડી વિનાનો જીવડો ફફડે છે.

કઠિયારણ રાણી આવી. લૂગડાંના ઠાઠમાઠ ને ઘરેણાંના ઠઠેરા કરીને આવી. પણ તો યે એ તો કઠિયારણ. કૂડનાં તો હૈયાં જ કાચાં. એની કાયા આખી થર થર કમ્પે છે.

અને ફુલવંતી ! નહિ માથે ઓઢણું, કે નહિ કાનમાં વાલની વાળી. તો યે એની કાયા કિરણો કાઢે છે. પાંપણે પલકારો યે નથી. બીજા કોઇને એ ભાળતી યે નથી. આંખના તારલા એક દીકરા ઉપર જ નોંધાણા છે. નિરખી નિરખીને ડાબી જમણીમાંથી હેતનાં આંસુના શ્રાવણ ભાદરવો હાલ્યા જાય છે.

આગળ આવીને વજીરનો પૂતર બોલ્યો "રાણી માતા સાંભળો. અજાણી મા, તમે ય સાંભળો. આજ રાજા રાજતેજને માથે બબ્બે જનેતાઓની વિકટ સમસ્યો ઊભી છે. પણ આ નવખંડ ધરતીને માથે સૂરજ એક છે, ચંદ્રમા એક છે, તો જનેતા બે કેમ હોય ? માટે દેવધરમની સાખે, પંશુપંખીની સાખે, આ પંચ-પરમેશ્વરની સાખે પારખું આપો.: જે સાચી જનેતા હશે તેના ધાવણની ધાર રાજાના મોંમાં જઇ પડશે."

કચેરી થડક ! વાયરા થડક ! સોય પડે તો ય રણકારો સંભળાય એવી શાંતિ !

"રાણીમાતા આવો, પહેલા તમે પારખું આપો !"

કઠિયારણ તો ઘણી વાર સુધી ઊભી થઇ રહી. પણ ધાવણ શેનાં ફૂટે !

"રાણીમાતા બસ કરો !" વજીરના પૂતરે હાકલ મારી. કઠિયારણ તો કા....ળી....મશ !

પછી આવી ફુલવંતી. કાયામાં ટીપું લોહી નથી. હૈયામાં છાંટો હરખ નથી. પણ સિંહાસને બેઠેલ બેટડાની સામે છાતી ખોલીને જ્યાં ઊભી રહી ત્યાં તો ?—

અહાહાહા ! ચોધાર–અરે ચાલીશધારા ફુવારા વછુટયા. સિંહાસને બેઠેલા રાજાની માળા ભીંજાણી, રાજાનું મોઢું ભરાણું.

જે થાઓ ! સતીની જે થાઓ ! કૂડનાં ધૂડ થાઓ !

એવા જેજેકાર ગાજ્યા. પણ કઠિયારણ તો કાળી નાગણી. એણે ઝેરનું છેલ્લું ટીપું ય નીચોવી નાખ્યું. એ બોલી, "મારા પીટયાઓ ! ઇ સતધરમની પૂછડીને એટલું તો પૂછી જુવો, કે એના બેટડાનો બાપ કોણ ? રાજાને કે'દી ઇ રાંડે મેમાન કર્યો' તો ?"

સાંભળીને સભા સૂનમુન ! સૌનાં માંથાં ધરતી સામા ઢળ્યાં. સહુને મોઢે મશ વળી. ફુલવંતીને માથે જાણે શિલા પડી. પાષાણની જાણે પૂતળી ! પણ એ શું બોલે ? શી રીતે સમજાવે ? રાજતેજનાં ઓધાનની વાત બહાર પાડવાની તો સ્વામીનાથ ના પાડી ગયા છે ! ફુલવંતી બેશુદ્ધ બનીને ઢળી પડી.

બરોબર એજ ટાણે, સાત સાત સમુદ્ર વીંધીને ફુલસોદ-ારના ઉપકારી હંસરાજાએ પાંખો ફફડાવી. પલકવારમાં એના કેલકિલાટ નગરીના આભમાં ગાજ્યા. ફુલવંતીના શિયળની ાખ દેનારો પંખીડો આવી પહોંચ્યો, કચેરીનાં નેવાંને માથે બેસીને હંસલે માનવીની ભાષામાં ગીત ઉપાડ્યું :—

ફુલ સોદાગરની અસતરી ને
એનાં ફુલવંતી નામ જો,
વાલ્યમ જાય વિદેશમાં
પાળે પરતીવંતા નીમ જો,
એંધાણી દીધી સતીએ સ્વામીને
બોલ્યાં હંસી ને હું હંસ જો,
આજ પૂનમ કેરી રાતડી ને
ઘેરે હોય સતીનો કંથ જો,
બોધાન 'શે રાજતેજનાં
મોઢે મોતીડાં વેરાય જો,
સ્વામીને તેડી હંસો ઉડિયો
આવ્યા સતીને દુવાર જો,
માઝમ રાતનાં મનડાં મળીયા ને
રોપ્યાં રાજેસરનાં બીજ જો,
ચોથે તે પોર સ્વામી ચાલીયા ને
ભૂલ્યાં અસતરીનાં વેણુ જો,
ભૂલ્યા માતાને મોં દેખાડવાં ને
ચડિયાં સતીને કલંક જો,
નણુદીએ મેલ્યાં વનરાવનમાં
જોગણ બાળે બેઠી વેશ જો,

નવમે તે માસે કુંવર જલમીયા ને
માતા સૂતી મૂર્છામાંય જો.
ચોર્યા પૂતરને પેઠી મો'લમાં
ડાકણ કઠિયારણનાં કામ જો,
રાણીને નાખી ઉંડાં નીરમાં
પંડે લીધા રાણી વેશ જો,
જંગલમાં જાગી જોવે માવડી
એનો કુંવરિયો ખોવાય જો,
સમદર બૂરન્તાં સતીને ઝીલિયાં
રાખ્યાં નાગ–ભુવન મોઝાર જો,
પહોંચ્યાં પૂતર કેરાં દેશમાં
રાંડે ભંડાર્યાં ભોં માય જો,
સોદાગર હાર્યો માળા શંખની
બુડી સમદરને પાતાળ જો,
હંસે એંધાણી સતીની ઓળખી
આવી મેલી તરૂવર ડાળ્ય જો,
માળા દેખીને મનડાં મોહિયાં
કુંવર પે'રી પામ્યા સુખ જો,
સોદાગર આવે સતીને ગોતવા
માળા દીઠી કુંવર કંઠ જો,
બેટા બાળાને હૈયાં ઉમટયાં
કો'ને સમસ્યા નો સમજાય જો.
પિતાને પૂર્યા તમે કેદમાં
જઈને પૂછો રાણા રાય જો,
સત રે ધરમ તમારી માતના
એની પંખી પૂરે શાખ જો,*

---

* આ ગીત જૂનું નથી, પણ નવું જ રચીને મૂકેલ છે, તે ખુલાસો કરવાનું આગલી ચાર આવૃત્તિમાં રહી ગયેલું—લે.

એટલું ગાઈને હંસલો ઉડી ગયો.

દેવવાણી! દેવવાણી! દેવવાણી! એમ નગર ગાજી ઉઠયું. કારાગૃહમાં જઇને રાજતેજ બાપને પગે પડયો. દેવડીએ નોબતો ગગડી.

૧

દીકરો સાંપડયો તો યે સોદાગરને ઝંપ નથી. અરેરે, મારી દુઃખિયારી ફુલવંતી કયાં હશે? એના વગર જનમારો કેમ જાશે?

ફુલવંતી રાજમહેલમાં છે એવી જાણ કોઇએ રાજ-બાપુને દીધી નથી. બેશુદ્ધ ફુલવંતીને દરિયા-મહેલમાં પોઢાડીને દાસ દાસીઓ સુગંધી પંખા ઢાળે છે.

એમ કરતાં સતીને મૂર્છા વળી. દીકરો જઇને માની બાથમાં સમાણો. દીકરે માતાને બાપની યે વાત કરી. પણ બાપુને માતાના સમાચાર કોઇએ ન દીધા.

બાપુની થાળીમાં રોજ બત્રીસ જાતનાં ભોજન ને તેત્રીશ જાતનાં શાક મેલાય. ચમેલીનાં ફૂલ જેવા ચોખા પિરસાય. આહાહા! આવું રાંધણું આજ બાર બાર વરસે દીઠું. અરે હે અન્નદેવતા! આ રસોઇનું કરનારૂં કોણ? આજ મારો કોઠો ઠરીને હીમ કાં થાય? આજ પૂર્વ જનમના પડઘા કાં સંભળાય?

રોજ રોજ સોદાગર ઉંધું ઘાલીને જમે. પણ આજ એણે ઉંચે જોયું. પિરસનારીની આંખો સાથે આંખો મળી.

બાર બાર વરસનાં દુ:ખનાં પડ વીંધીને સ્વામીનાથે સતીનું મોઢું ઓળખ્યું. હાથ ઝાલી લીધા. "બોલ તું કોણ?"

સતીથી બોલાણું નહિ. સુખનાં આંસુડાં રેડતી સ્વામીનાથને ચરણે પડી. બાર વરસે આંસુડે પગ પખાળ્યા. અને વેણીએ પગ લૂછ્યા.

"હે સ્વામીનાથ!" સતી બોલી. "આવા એકલપેટાં સુખ શે સહેવાય? ક્યાં માતા, ક્યાં બેનડી! જાઓ, ઝટ તેડી આવો. મને પાપ બેસે છે!"

હા! હા! હા! દીકરાને મા સાંભરી, બારે નૌકાના શઢ ચડાવ્યા. ગામને માથે મંડાણો. હલેસાં! હલેસાં! ખલાસીઓ, ઝટ હલેસાં મારો! મા ઝુરતી હશે."

એક બે ત્રણ દી' ગયા ત્યાં તો બંદરના આરામાં બાર વહાણ દાખલ! ઘરને આરે જ્યાં બાર બાર ઘંટડીઓ વાગતી સંભળાણી ત્યાં તો જનેતાએ રણકાર પારખ્યો.

"એ મારો બેટડો આવ્યો! મારાં પેટ આવ્યાં! મારી સાત પેઢીનો ઉજાળણહાર આવ્યો!"

એવા હરખના ઉમળકા ઠાલવતી, ઠેબાં લેતી, પડતી આખડતી, બુઢ્ઢી જનેતા ઘાટને માથે દોડી. દીકરે માને માંડ માંડ ઓળખી.

"અ ર ર ર! માડી! આવા દેદાર! આ તને શું થયું?"

ડળક! ડળક! ડળક! માવડીની બેય આંખે ધારોડા હાલ્યા.

"દીકરા આજે તને મોઢું શું દેખાડું? ઘરની લખમીને અમે રણવગડે........"

એટલું કહેતાં ગળે ડુમો દેવાઇ ગયો.

"મા! મા! ફિકર નહિ. ભગવાને એનાં રખવાળાં કર્યાં છે."

એમ કહીને, ઘાટ ઉપર પાટિયું નાખી, માતાને વહાણ પર લઇ લીધી. બારે વહાણના મોઢાં ફેરવીને રાજનગરી માથે વ્હેતાં મૂકયાં. ત્યાં તો ખુંધાળી બહેન ઘાટે દેખાણી. મને તેડતો જા! મને તેડતો જા! એવી ચીસેચીસ દેવા મંડી. માથાં પછાડયાં. દરિયામાં ખાબકી. એક મગરમચ્છ આવીને એને ગળી ગયો.

રાજનગરીમાં તો ધામધુમના પાર ન રહ્યા. ખાધું પીધું ને રાજ કીધું.



સોરઠના

# લાક્ષણિક વાક્ય-પ્રયોગ

**આજની ઘડી ને કાલ્યનો દી'**: સદાને માટે એ સમય તો ગયો તે ગયો.

**આંસુડાના શ્રાવણ ભાદરવો હાલ્યા જાય**: શ્રાવણ ભાદરવાનો વરસાદ વરસતો હોય, તેવી અવિરત અશ્રુધારા બેય આંખમાંથી વરસે.

**ઉગ્યો એને આથમતાં વાર લાગશે**: યૌવનનો હજુ આરંભ જ થયો છે. કટ્ટોકટ્ટીના એ કાળને વીતતાં વાર લાગશે. વાસનાઓ સંતાપશે.

**અંજવાળી તોય રાત**: જેમ રાત્રિ ચંદ્રના પ્રકાશવાળી હોય છતાં પણ દિવસ જેટલી ભયમુક્ત નથી, તેમ સ્ત્રી ચાહે તેવી શુરવીર હોય છતાં તે સ્ત્રી જ છે—એના સ્ત્રીપણાને સહજ નિર્બળતા કે જોખમ તો છે જ.

**કુંભાર દોરી ચડાવીને ચાકડેથી માટલું ઉતારી લે એમ માથું વાઢી લીધું**: માથું કાપવામાં શુરવીરોને જ સહેલાઈ પડે છે, તેનો સચોટ ખ્યાલ આ ઉપમાથી મળે છે.

**કૂડનાં ધૂડ** : દગો કરનારના યત્નો ધૂળ જ મળે.

**કેડીઆની કસો તૂટવા મંડે** : મનુષ્યને અતિ હર્ષ થતાં છાતી ફુલાય, અને તેથી અંગરખો ખેંચાતાં કસો તૂટે : અતિ આનંદની ઊર્મિ.

**કોઈ કોઈના કપાળમાંથી એ આંકડા ભૂંસી ન શકે** : તકદીરમાં નિર્માયું હોય તેમાંથી લગાર પણ લોપાતું નથી; સહુ પોત-પોતાનાં તકદીર ભોગવે છે.

**ગોળની કાંકરી ખાવી** : વેવીશાળ કરવું. (વેવીશાળ કરતી વખતે ગોળ ખાવાનો નિયમ છે)

**ઘેંસનાં હાંડલાં કોણ ફોડે?** : ઘેંસ હલકું અનાજ ગણાય છે. માટે ભાવ એ છે કે, યુદ્ધમાં સામાન્ય સૈનિકને શીદ મારવો? મારવો તો સરદારને મારવો.

**ચોળીયું પારેવું ત્રણ વિસામાં ખાય** : કોઈ ઈમારતની અતિ-ઉંચાઈ કે કોઈ કૂવાનું અતિ ઉંડાણ બતાવવાનો આ વાકય–પ્રયોગ છે. એની ટોચે કે તળિયે એક જ ઝપાટે કબૂતર ન પહોંચી શકે, પણ પહોંચતાં પહોંચતાં એને ત્રણ વાર વિશ્રામ લેવો પડે.

**(વિધાતા) ચપટી મીઠું નાખતાં ભૂલી ગઈ** : વિધિએ (એ માણસને) જરા પણ અક્કલ હોંશીયારી ન બક્ષ્યાં.

**જીવ વાઘરીવાડે જાય** : દિલ ક્ષુદ્ર (વાઘરીઓના દિલ જેવું) બની જાય.

**થાળીનો ઘા કર્યો હોય તો ધરતી માથે ન પડે** : લોકોની અતિશય ગીરદી સૂચવનારા શબ્દો—એટલી બધી ભીડાભીડ કે થાળીને ય નીચે પડવાની જગ્યા નહિ.

**ઢોલને ઢમકે પાણી** : મારવાડ દેશ—મારવાડના કૂવાઓ અત્યંત ઉંડા હોવાથી કોસ ચલાવનાર આદમીને એટલે બધે દૂર બળદ હાંકી જવું પડે છે કે એક માણસ કૂવે ઊભો રહીને, જ્યારે કોસ નીકળે ત્યારે ઢોલ વગાડે તો જ કોસ હાંકનારને પાછા વળવાની ખબર પડે.

**(પનીઆરી) ચિત્રામણમાં લખાઇ ગઇ** : આશ્ચર્યમાં એટલી બધી સ્તબ્ધ બની ગઈ કે જીવતી સ્ત્રીઓ હોવાને બદલે જાણે ચિત્રની પુતળીઓ હોય તેવું લાગે. અત્યંત આશ્ચર્યચકિતતા સૂચવનાર રૂપક.

**પુરૂષ નામે દાણો (ચોખો) ન જમે** : કડક બ્રહ્મચર્યવ્રતનું સૂચન. પુરૂષની સામે તો ન જુએ, પણ, બાજરો, ચોખા, મગ, ઇત્યાદિ અનાજ પણ પુરૂષવાચક હોવાથી તે ખાય નહિ.

**બાર બાર મૂઠય કેફના તોરા ચડયા** : અફીણ ખાવાથી સારી પેઠે મસ્તી ચડી ગઈ.

**સાંસો ખાલ્ય મેલે એવી ઝાડી** : ઝાડી એટલી ગીચ કે સસલું પણ અંદર પેસવા જાય તો એની ચામડી ઉતરડાઈને જુદી પડી જાય.

**(બાવાનો જીવ) સાતમી સોમકાને માથે** : સમાધિ ચડાવી બાવાએ ધ્યાન ધર્યું.

**સોનાનાં નળીયાં થયાં :** પ્રભાતના તડકા ચડી ગયા–(તડકામાં નળીયાં સોનેરી દેખાય છે.)

**સંજવારીમાં સાચાં મોતી વળાય :** સમૃદ્ધિ બતાવે છે.

**સમી સાંજે સોપો પડી ગયો :** કેમ જાણે મોડી રાત થઈ હોય ને માણસો સુઈ ગયાં હોય તેવો સુનકાર વ્યાપી ગયો.

**સગો હાથ ન દેખાય એવી અંધારી રાત :** માણસ પોતાના હાથને પણ ન જોઈ શકે, એ અંધકારની અતિશય ગાઢતા બતાવે છે.

**સવા મણની તળાઇમાં સૂઇ રહેવું :** નિશ્ચિંત રહેવું.

**વિધાતાના લેખમાં મેખ મારી :** વિધિનાં નિર્માણ મિથ્યા કર્યાં.

**રૂંઝયું કુંઝયું વળે છે :** સૂર્યાસ્તનાં અજવાળાં સંકેલાતાં જાય છે.



# શબ્દ–કોષ

અરણા પાડા : જંગલી પાડાની જાત

આડ્ય : તિલક

આરડ બોરડ કેરડ : બોરડી અને કેરડાં જેવાં કાંટાં-વાળાં ઝાડ

અબળખા : વાંછના

અંતરવાસ (પાઘડીનો છેડો નાખવો) : કોઈ દેવદેવીના દર્શન સમયે પાઘડીના છેડાને ગળે વીંટવાનો નિયમ છે.

ઓધાન : ગર્ભ

ઓડ્ય : ગરદન

એકદંડીઓ (રાજમહેલ) : એક જ સ્થંભ ઉપર ચણેલો.

કાંટે આવવું (ડીલ) : શરીરમાં ચેતન આવવું

કાજળીઓ : પાણીનો કુંજો

કંધૂર : ગરદન

કથોરૂં : ખરાબ

કાઠું : ઉંચાઈ

ખોપ : પહાડોના પત્થરમાં પોલાણવાળી જગ્યા

ખીચડો જારવો : દેવને રાંધેલા અન્નનું નૈવેદ્ય ધરવું

ગલોલી : ગોળી

ગંધ્રવ : ગાંધર્વ

ગપત : ગુપ્ત, અદૃશ્ય

ગદરવું : ગુજારો કરવો

ગેંદલ : મોટું

ઘડીયાં (લગ્ન) : તાત્કાલિક

ઘેરઘેરા : ટોળાં

ઝાળનો ઢુવો : ઝાળ નામનું ઝાડ થાય છે તેનું ઝુંડ

ઝરડકી : ગર્જના

ઝંઝરી : ધાતુનો હોકો

ટોવું : ધીરે ધીરે પીવાડવું

ટોયલી : બાળકને દૂધ પીવડાવાનું વાસણ

ઠણુકાવવું : પ્રહાર કરવો

ડણુકવું : સિંહ જેવી ગર્જના કરવી

ડાર (સુવરનું) : કુટુંબ–ટોળું

ડાળોવાટો : કચ્ચરઘાણ

ડીલ : શરીર

ડામણી : લોઢાની સાંકળ જેવું હથિયાર

ડાંડી પીટવી : ઢોલ વગાડીને ઢંઢેરો ફેલાવવો

તીતીબીતી : ઉથલપાથલ

તીરડો : તીર

તંગલ : તરવાર

ત્રસાગ : ત્રણ શીંગડાવાળો સિંહ
ત્રાઠી : ત્રાસેલી
થાન : સ્તન
દેહીકાળ : આયુષ્યનો અંત
દુઠદમંગળ : પ્રચંડ
ધ્રાસ્કો : ભયની લાગણી
ધર્બવો : ઠાંસીને ભરવો
ધુકાર : મોટું
નુગરો : ગુરૂ વિનાનો
નામચા : નામના
નવાલા : કોળિયા
પડો વજડાવવો : ઢંઢેરો ટીપાવવો
પાટકે : આથડે
બેલાડયે બેસાડવું : ઘોડા ઉપર એક અસવારની પાછળ બીજો બેસે, તે બેલાડયે બેઠેલ કહેવાય.
બાબરકાં : ટુંકા વાળ
બાજંદો : બાહોશ
બુરવું (સમુદ્ર–કૂવો) : ડૂબી મરવું
બાનડી : દાસી
માણેકલટ : ઘોડાના કપાળ પર ઝુલતા વાળનો ગુચ્છ
માલીપા : માંહે
મનખો : મેદની
મીંદડી : વહાણનું લંગર
મીંઝરી : માંઝરી
મેલડી : એ નામની આસુરી દેવી
મોવાળા : વાળ
મોકળા : છૂટા
ભરફોડીઓ : હલકી જાતનો સર્પ
ભંડારવું : દાટવું
રવદ : શર્ત
રામરામીયું : રામ રામ
રોંઢો : મધ્યાન્હ પછીનો નાસ્તો
સોથ : નાશ
સ્વાત : સ્વાતિ નક્ષત્ર
સાંબેલાં રેડવવાં : ગપ્પા મારવા
સફરા (નદી) : ક્ષિપ્રા (ઉજ્જનને પાદર)
સમદરપેટો : સમુદ્ર શા ઉદાર હૃદયવાળો
લીલાં કંઝાર : લીલાંછમ
લાળ્ય : પોકાર (શિયાળના)
વાટપાડીઓ : માર્ગમાં લોકોને સતાવનારો
વીવા વાઝમ : વિવાહ ઈત્યાદિ મંગળ અવસર
વાઢાળો : સરાણીઓ
વધેરવું : કાપવું
વેણ્ય : પ્રસૂતિ સમયે પેટની પીડા
હમેલ્ય : ખભે રાખવાનો સોનેરી પટો
હોડ : શર્ત
હરડીઓ : પુરૂષોના ગળાનું હાડકું

# શિક્ષણની દુનિયામાં

[ પહેલી આવૃત્તિ ]

અસલી શૈલીમાં ઊતરી આવેલી આ વાર્તાઓ શ્રી ગુજરાત વિદ્યાપીઠ, શામળદાસ કૉલેજ તથા દક્ષિણા મૂર્તિ-ભવનના વિદ્યાર્થી સમુદાય સમક્ષ, અને ખાસ કરીને તો જ્યાં આ તમામ લોક-સાહિત્યની પ્રથમ અજમાયશ કરવાની તક મળે છે તે શ્રી ભાવનગરના મહિલા વિદ્યાલયની અંદર કહી બતાવવામાં આવેલી છે. ત્યાંના શિક્ષક બંધુબહેનોએ તેમજ નાનાં મોટાં વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓએ આ વાર્તાઓ સાંભળતાં નિર્મળ તન્મયતા અનુભવેલી છે. તે પરથી પ્રતીતિ થઇ શકી છે કે આ વાતા-સમુહને શિક્ષણની દુનિયા સાથે પણ પ્રાણસંબંધ છે.

બાકી તો આ આપણા બહુરંગી ભૂતકાળનો માંડ માંડ હાથ આવતો વારસો છે. રાષ્ટ્રવિધાનમાં એનું મહત્ત્વ માપી શકાય તેવું છે. એટલે જ હર્ષભેર પ્રગટ કરીએ છીએ.

રાણપુર

ઝવેરચંદ મેઘાણી